तथा च कर्मसंबन्धव्यतिरेकेण केवलभगवन्मायया रमणरूपया भगवत्सेवाश्रवणादितत्पर-

टिप्पणी—

वन्मायायामपि तत्सत्त्वे तन्मिश्रणेन पुत्रादिषूभयप्रकारबुद्धौ केवलभगवन्मायाभावान्न भगवान् क्रीडतीति क्रीडायां प्रतिबन्धकत्वात्तन्निषेधप्रार्थनमिति भावः। अत एव "सैमागतान्पूजयती व्रजौकस"इत्यत्र भगवदीयत्वेपि ज्ञातिबुध्या तत्रासक्तौ मातृचरणानां तथाभाववर्णनं, लीलारसानुभवप्रतिबन्धकशकटभङ्गश्चेति। किञ्च, मोक्षविरुद्धत्वादपि केवलासक्तिनिषेधप्रार्थनमित्याहुः—प्रकृते विरोधाच्चेति। प्रकृते विरोधो नामावल्यां शकटभेदचरित्रे लौकिकभाववर्णनं चेति। मोक्षो हि भगवदीयत्वं, तच्च सर्वांशे तदीयत्वानुसन्धानरूपं, तत्र केवलासक्तेरंशतः सत्या अपि बाधकत्वान्निषेधप्रार्थनमित्यर्थः। [२९] सिद्धमर्थमाहुः—तथा चेति। कर्मसंबन्धव्यतिरेकेण संसारेपि प्रभुसंबन्धात्सर्व-

प्रकाशः—

गमकतयोच्यते, सा तु नास्ति। तथा हि अत्र संदर्भे "अहं समाधाये"त्यादिवाक्यैर्वृत्रस्य स्वपूर्वजन्मीनसर्ववृत्तान्तस्मरणं निश्चीयते। "त्रैवर्गिकायासे"तिवाक्यात्स्वस्मिन्प्रसादोऽनुमित इति च। एवं सति पूर्वजन्मीनान्याभिनिवेशाङ्गिरःसङ्गपुत्रदानतच्छोकनारदोपदेशभगवत्प्रसादविद्याधराधिपत्यशिवोपहासाऽम्बिकाशापा अपि तस्य स्मृतिगोचरा इति पूर्वप्रसादस्य परमफलासाधकत्वं स्मृत्वा साम्प्रतं प्रसादे किं भगवता विधेयमिति तदाशये सन्दिहानः इदानीं च मरणकाल इतीदानींगोचरो मोचयिष्यत्येवेति निश्चिन्वानः अनुगृहीतत्वात्पौष्टिकमेव दास्यतीति निश्चित्य पूर्वजन्मीननारदाङ्गिरःसख्यस्य भ्रमत्सख्यत्वञ्च निश्चित्य यदि पुष्टिमर्यादया दित्सति तदा पूर्ववन्माभूदिति सख्ये सविशेषणे हीति प्रकारनिषेधस्य पूर्वार्धेन प्रार्थना, सख्यं भूयात्परं तथा न भूयादिति। यदि पुष्टिपुष्ट्या दित्सति तदा तथाऽसक्तचित्तस्य पूर्वार्धप्रार्थितं सख्यं न भूयादितिविशेष्य निषेधस्योत्तरार्धेन प्रार्थनेति प्रकरणवशेनात्र वाक्यद्वयाङ्गीकारस्योपपन्नत्वात् तत्र नोपपत्तिरिति न सोर्थः किन्त्वयमेव साधीयानिति।

[२५] सिद्धमाहुः-तथा चेत्यादि। "वैष्णवत्वं हि सहजमि"ति पुष्टिप्रवाहमर्यादायां पौष्टिकानां सामान्यलक्षणाच्चादृशः, "न कर्मबन्धनं जन्मे"तिपाद्यात्तद्व्यतिरेकेण केवला "अविद्याकामकर्मभिरि"तिवाक्योक्तभ्रमणसाधककामकर्मासंसृष्टा या क्रीडासाधिका भगवन्माया, तया गृहे गृहाश्रम एव "पश्यन्ति ते मे" इत्यत्रोक्तरीत्या तदनुभवन्, "पुष्ट्या विमिश्राः सर्वज्ञा" इति तेषां विशेषलक्षणात्सर्वं भगवदाशयपर्यन्तं जानन् भगवदीयः "यावन्न मयि ते

श्रीवल्लभटि०—

कत्वम्। प्रकृतेऽर्थात् क्रीडेव प्रार्थ्यत इति तद्बाधकविरोधाच्च तत्रनितासक्तिनिषेधप्रार्थना। तेन त्वन्माययाऽऽसक्तचित्तस्य ममात्मादिषु सख्यं भूयान्नेतरमायासक्तचित्तस्य लोकवदिति मूलार्थः पर्यवस्यति। तथा चेति। लोके कर्मसम्बन्धमन्तरा पुरुषार्थाननुभवस्तथा तं विनात्र तदनुभवः। "तस्मिन् दृष्टे परावरे" इति

१ भा. १०, ७, ६, । २ बहिर्मुखभाव इत्यर्थः। मदीया अप्येवं बहिर्मुखा जायन्ते इति सुबोधिनी।
२ पु० प्र० म०।

तया गृह एव चतुर्विधपुरुषार्थसुखमनुभवन् भगवदीय इति द्वितीया मुक्तिरियमेव मुख्या, आशीरिति सर्वान्ते क्रियाप्रयोगः। हे नाथ ? मर्यादाज्ञानमोक्षो मे मा भूयादिति ॥

॥ इति श्रीमत्प्रभुचरणकृता वृत्रासुरचतुःश्लोकीविवृतिः संपूर्णा ॥

---

टिप्पणी—

या तत्संबन्धराहित्येन केवलं भगवन्मायया लौकिकासक्तिसंबन्धरहितया गृह एव लीलारूपचतुर्विधपुरुषार्थसुखमनुभवन् भावप्रकारेण लोकवेदातीतप्रभुस्वरूपेण सह सर्वलीलानुभवं कुर्वन् भगवदीयः स्वतन्त्रभक्त इति द्वितीया पुष्टिपुष्टिमार्गीया मुक्तिरित्यर्थः।

[ २६ ] तदुदाहरणं तु स्वामिन्य एवावगन्तव्याः, एतस्यैव सकलफलमूर्द्धन्यफलत्वज्ञापनायाहुः—इयमेवेति। इयमेव नान्या मुख्याखिलफलेषु, आशीरिति ज्ञापनाय सर्वान्ते पद्यनिष्ठार्थजातनिरूपणान्ते भूयादित्याशीर्वादार्थक. क्रियापदप्रयोग इत्यर्थः ॥

प्रकाशः—

नाथे"तिविज्ञप्तिश्लोकोक्तरीत्या भगवता स्वीयत्वेन निश्चित इति द्वितीया पुष्टिपुष्टिकृता मुक्तिः। तथा च गृह एव तथानुभवत्वेन मर्यादापुष्टमुक्तव्यावृत्तत्वे सति "[1]निर्गुणो मदपाश्रय"इत्येकादशे गुणातीतकर्तृलक्षणाद्भगवदीयत्वेन त्रिविधलौकिककर्तृव्यावृत्तत्वं पुष्टिमिश्रपुष्टजीवत्वं तेषां स्वरूपं तेन रूपेण यावज्जीवं स्थितिः सेत्यर्थः। अत्रापि पूर्वकक्षा यादवादौ, उत्तमा श्रीमदुद्धवादौ ज्ञेया, "नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दित" इति कर्मबन्धव्यतिरेकस्य "[2]वृकणश्च मे मोहमहान्धकार" इत्यत्र "प्रसारितः सृष्टिविवृद्धये त्वये"ति भगवन्मायया देहाद्यासक्तेः, 'अथापि तद्भिप्रेत्यं जानन्नि'ति तादृशत्वस्य स्फुटत्वादिति।

[२६] एवं पुष्टिमार्गे द्विविधं मोक्षं निश्चित्य "शुद्धाः प्रेम्णातिदुर्लभा" इत्यत्र विचारितानां शुद्धपुष्टानां फलस्य स्वरूपस्य चेतोप्यधिकत्वं हृदि कृत्वा प्रकृतानामेतदन्वतां ज्ञापयितुमाहुः—इयमित्यादि, इयमेव, नेतोधिकेत्यर्थः।

नन्वत्रायमेवाशय इत्यत्र किं मानमिति चेत् उच्यते। अत्र "भक्तानांगृह एव विशिष्यत" इतिन्यायोपक्षेपात् तद्व्याख्याने साधनं भक्तिः फलं मोक्षस्तथापि फलदशातः साधनदशैवोत्तमेतिकथनेन "[3]अनिच्छतो गतिमण्वीं प्रयुङ्क्ते"इति मुक्तिदित्सासूचनात्। शुद्धपुष्टानां तु मुक्तीच्छायामपि तदनुक्तेरिति जानीहि। न च भक्तानामित्यस्य स्वतन्त्रभक्तानां गोपिकादितुल्यानामिति व्याख्यानान्नैवमिति शङ्क्यं, तस्य साधनदशामात्रोत्कर्षज्ञापनपरत्वात्। अन्यथाफलदशाकथनविरोधापातात्। व्रजस्थेषु वेणुगीते "[4]स्वाश्रयमापणं च प्रत्यापत्तिरि"ति प्रत्यापत्तेरेवाङ्गीकारात्।

श्रीवल्लभटि०—

वाक्याद्भगवदीयस्य सर्वकर्मक्षयः पुरुषार्थः। भक्तिमार्गे हरेर्दास्यमित्याद्युक्तचतुर्विधपुरुषार्थसुखमित्यर्थः। अग्रे स्पष्टम् ॥

इति श्रीविट्ठलरायात्मजश्रीवल्लभकृता "ममोत्तमे"त्यस्य टिप्पणी समाप्ता ॥

---

१ भा० ११, २५, २६,। २ भा० ३, ४, ३१-। ३ भा० ३, २६, ३५-। ४ बर्हापीडमित्यस्य स० भा० १०; २१, ५-।

टिप्पणी—

इति श्रीवल्लभाचार्यकृपया विनिरूपितः । ममोत्तमेतिपद्यार्थव्याख्यानार्थो मया मुदा ॥ १ ॥
मयोदितमिदं भक्ता अवलोक्य विचारितम् । भवन्तु सततं श्रीमदाचार्यचरणाश्रयाः ॥ २ ॥
एतत्फलं तत्कृपातो भविष्यति न संशयः । अतस्तदुक्तमार्गेण भजनीयः प्रभुः सदा ॥ ३ ॥
स एव श्रीमदाचार्यपक्षपाती मम प्रभुः । करिष्यति स्वकीयानामैहिकं पारलौकिकम् ॥ ४ ॥

इति श्रीमत्प्रभुपादपद्मदासानुदासहरिदासविरचिता
ममोत्तमेतिपद्यव्याकृतिटिप्पणी समाप्ता

---

प्रकाशः—नन्वस्त्वेवं, तथापि परमभक्तिस्वरूपे साधने तारतम्याभावात् फलभेदः किंप्रयुक्तो यः स्वरूपं भिनत्तीति चेद्, उच्यते । उत्तरतन्त्रतार्तीयिकतृतीयपादीयाऽ'क्षरधियां त्वविरोध" इतिसूत्रोक्तौपसदन्यायेन भगवदिच्छाभेदादेवेत्यवेहि । ततस्तेष्वपि तारतम्यं भ्रमरगीतोक्तसंदेशस्वरूपाज्ज्ञातव्यम् । एकादशीयद्वादशाध्यायस्था 'न रोधयति मां योग' इत्यारभ्य "यास्यसे ह्यकुतोभयमि"त्यन्तात् सर्वात्मभावपूर्वकशरणोपदेशसंदर्भाच्च । तेन पार्थो हि पुष्टिमर्यादायामङ्गीकृतो न तु पुष्टिपुष्टाविति "न्यासादेशे"ष्वित्यत्र प्रभुचरणोक्तेः । सात्त्विकप्रकरणोक्तानां तत्सजातीयभाववत्तां चाद्यः, राजसप्रकरणोक्तानां तादृशां चेतरः, तामसप्रकरणोक्तानां तु प्रत्यापत्तिरेवेति लीलापरिकरस्य यथास्थितस्य नित्यत्वमस्यामेव लीलायां सिद्ध्यतीति । किं च पूर्वोक्तोपदेशश्रवणोत्तरमपि "संशयः शृण्वतो वाचं तव योगेश्वरेश्वर । न निवर्तत आत्मस्थो येन मे भ्राम्यति मन" इतिश्रीमदुद्धवोक्तेरयं भावोतिदुर्लभो भगवत्परमप्रसादादेव लभ्य इति च । तथाग्रे "त्वद्भक्तियोगं च महद्विमृग्यं" "आख्याही"ति प्रश्ने 'भक्तियोगः पुरैवोक्त' इति द्वादशाध्यायोक्तं तत्स्वरूपं स्मारयित्वा "पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणमि"त्यादिना तदुपायकथनात्तथा तदुपायत्वज्ञानपूर्वकतत्करणेन प्रसन्नाद्भगवत एव तादृशप्रसादसिद्धिर्नेतरथेत्यादिकमालोचनीयमिति तदेतत्सर्वं हृदि कृत्वोक्तमियमेवेत्यादि । इति दिक् ।

रससिन्धुचन्द्रमुखवारिरुहोद्गतपुष्टिपुष्टिमकरन्दरसः ।
इति कृष्णचन्द्रकृपया विदितः पुरुषोत्तमेन वचसा विवृतः ॥
इति श्रीमद्वल्लभनन्दनचरणैकतानश्रीपीताम्बरतनुजपुरुषोत्तमकृतः
पुष्टिमार्गीयमुक्तिविवृतिप्रकाशः संपूर्णतामगात् ॥

॥ समाप्तोयं ग्रन्थः ॥

---

१ अ० भा० सू० ३. ३. ३३. अत्र उपसदाख्ये कर्मणि एकं तानूनप्त्रपर्याख्यं औपसदं कर्मास्ति, अस्मिन् कर्मणि सर्वेषां ऋत्विजां तानूनप्त्रत्वं समानं, तथापि "अयं यज्ञं यजमानस्य मृत्युं ददहि"ति यजमानस्य यस्मिन्स्नेहातिशयः तमेव ऋत्विजं यजमानो वृणुते, न हि तत्र समानेषु तेषु कथं दृष्टाभेद इति प्रश्नः संभवति । एवमत्रापि भगवदिच्छया फलभेद इत्याशयः । २ भा० ११. १२. १६.

श्रीनवनीतप्रियो जयति ।

श्रीमदनमोहनो विजयते ।

# श्रीप्रभुचरणविरचितवृत्रासुरचतुःश्लोकीविवृति अने श्रीहरिरायजीप्रणीत तट्टिपणीनो गुर्जरानुवाद.

પુરુષાર્થ ચાર પ્રકારના છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ.

શંકા–વૃત્રાસુર કહે છે કે–"હે [1]ઇન્દ્ર! પુરુષના ધર્મ, અર્થ, કામ, આ ત્રિવર્ગ (મેળવવા)-ના પ્રયાસને તો અમારા પતિ શ્રીકૃષ્ણચન્દ્ર દૂર કરે છે." આવી રીતે ભક્તનો ત્રિવર્ગવિઘાત પ્રભુ કરે છે, અને ભક્તને[2]જ મોક્ષની અપેક્ષા નથી, માટે ભક્તિમાર્ગમાં કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી એમ કેમ ન કહેવાય?

સમાધાન–એવી શંકા કરશો નહિ, ભક્તિમાર્ગીય ચારે પુરુષાર્થ અમે આ વૃત્રાસુરોક્ત ચતુઃશ્લોકીથી દર્શાવીએ છીએ.

का० १–આ ચતુઃશ્લોકી ભાગવતના ષષ્ઠ સ્કન્ધાન્તર્ગત દ્વાદશાધ્યાયના ૨૪–૨૫–૨૬–૨૭ શ્લોકમાં છે. આ ચાર શ્લોક પહેલાં વૃત્રાસુર ઇન્દ્ર સાથે બોલી રહ્યો હતો, હવે આ ચાર શ્લોકથી તો ભક્તિથી સન્મુખ પ્રકટ થયેલા શ્રીહરિને નિરખીને પ્રાર્થના કરવા લાગ્યો, કારણ કે પુષ્ટિ–કૃપા–એ પ્રકટ ફલવાળી છે.

का० २–આ ચાર શ્લોક પૈકી પ્રથમ શ્લોકમાં વૃત્રાસુર પુષ્ટિમાર્ગીય ધર્મરૂપ સ્મરણ, કીર્તન અને સેવા, આ ત્રણની યાચના કરે છે. અને તે ત્રણનું જ આ પ્રથમ શ્લોકમાં નિરૂપણ કરાય છે.

का० ३–વૃત્રાસુર પોતાનું ઉત્તમ અધિકારિત્વ દીનભાવથી પ્રાર્થના કરી બતાવે છે. અને એ ઉત્તમાધિકારીનું સાધન કૃપા છે.

ધર્મની પ્રાર્થના કરતા પહેલાં પોતાનું અધિકારિત્વ આ શ્લોકથી સાબીત કરે છે.

**अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।**
**मनः स्मरेतासुपतेर्गुणानां गृणीत वाक् कर्म करोतु कायः ॥ १ ॥**

[ हे हरे ] हे दुःखना हरनारा प्रभु ? [ अहं ] हुं [ तव ] तमारा [ पादैकमूल-दासानुदासः ] चरणकमल एज जेनुं मूल छे– आश्रय छे– एवा आपना दासनो दास [ भूयः ] फरीथी पण [ भवितास्मि ] अवश्य थइश.

---

१ त्रैवर्गिकायासविघातमस्मत्पतिर्विधत्ते पुरुषस्य शक्र ॥ भा० ६.–११–२३

२ "नेच्छन्ति सेवया पूर्णाः" "सालोक्यादिचतुष्टयम्"॥

[ मनः ] मन [ असुपतेः ] प्राणपतिना [ गुणानां ] गुणोनुं [ स्मरेत ] स्मरण करे–चिन्त्वन करे. [ वाक् ] वाणी [ गृणीत ] तेना ज गुणोनुं रटन करे, [ कायः ] शरीर [ कर्म ] भगवाननी सेवा [ करोतु ] करो, ॥ १ ॥

**ભાવાર્થ**—હે દુઃખહર્તા હરિ! હું આપના ચરણકમલ જ જેનું અવલંબન છે એવા આપના દાસનો પણ દાસ પુનરપિ થઇશ. (મારું) મન પ્રાણપતિના ગુણોનું ચિન્તવન કરો, વાણી પ્રાણપતિના ગુણોનું રટન કરો, (મારું) શરીર એ જ પ્રાણપતિની સેવા કરો.

**વિવેચન**–"હે હરિ! હું ચરણકમલમાં જ આસક્તિવાળા આપના દાસનો પણ દાસ થઇશ" એ આ પૂર્વાર્ધનું સ્વારસ્ય છે.

### મોક્ષ ન માગતાં દાસ્ય કેમ માગ્યું?

**શ્રીહરિ**–પ્રાણી માત્રને પણ દુઃખનો સમૂલ નાશ કરવાની ઇચ્છા હોય છે, તે દુઃખનો સમૂલનાશ મોક્ષ વિના થતો નથી, તો તું મોક્ષ માગવાને બદલે દાસ્ય કેમ માગે છે?

**વૃત્રાસુર**–આપ શ્રીહરિ છો, આપના હરિ શબ્દમાં જ ઉત્તમ સ્વારસ્ય રહ્યું છે, આપનું દાસ્ય સિદ્ધ થતાં આપ જ દાસોના આધિભૌતિક આધ્યાત્મિક આધિદૈવિક એવા ત્રણે પ્રકારનાં દુઃખોનું નિવારણ કરો છો, હવે આપ કહો છો કે મોક્ષ કેમ નથી માગતો? તેનું ઉત્તર આપું છું–મોક્ષ એ જ્ઞાનથી જ થાય છે. તે જ્ઞાન આપના છ ધર્મ પૈકી એક ધર્મ છે, તેથી તે ધર્મનો આશ્રય કરવા કરતાં આપ સાક્ષાત્ ધર્મી–જ્ઞાનાદિધર્મયુક્ત–પ્રભુનો જ આશ્રય કરવો વધારે યોગ્ય કહેવાય. મોક્ષમાં દુઃખની નિવૃત્તિ પણ આપની જ કૃપાથી છે. તેમ છતાં "પ્રભુકૃપાથી મારું દુઃખ નિવૃત્ત થયું હવે હું સુખી થયો" એવો ભાવ મોક્ષમાં થવો દુર્લભ છે, કારણ કે તેમાં અભેદ થઈ જાય છે, બ્રહ્મમાં લય થઈ જાય છે.

**શ્રીહરિ**–ત્યારે દાસ્યમાં શી રીતે એવો ભાવ રહેશે.

**વૃત્રાસુર**–દાસ્યમાં તો હું આપનો દાસ, આપ મારા સેવ્ય. હું આપનો સેવક. એવો ભાવ હંમેશ રહે છે.

**શ્રીહરિ**–તું દાસ્ય શી રીતે સિદ્ધ કરીશ.

**વૃત્રાસુર**–હું આપનો જ છું, એટલે મારે દાસ્ય સિદ્ધ થઈ ચુક્યું છે. આપનો સેવ્ય-સેવકભાવ સહજ છે. જો મને આપનું દાસ્ય સિદ્ધ ન હોય તો આપ મારા ત્રિવર્ગ–(ધર્મ, અર્થ, કામ)નો વિઘાત આ આસુરી અવસ્થામાં પણ ક્યાંથી કરો, આપે મારા ત્રિવર્ગનો વિઘાત કર્યો તે જ આપની આ દાસ ઉપર કૃપા સૂચવે છે.

**શ્રીહરિ**–તારો મોક્ષમાં અધિકાર નથી એવું તારા ત્રિવર્ગ શબ્દ કહેવાથી સમજાય છે, તો તું હાલ દાસ કેમ થતો નથી? (અને દાસ થઇશ એવું ભવિષ્ય વચન કેમ કહે છે?)

**વૃત્રાસુર**–હે પ્રભો! આ જીવ તો આપનો જ છે. પણ આ દેહ હાલમાં આસુર છે. તેથી આપના દાસ્યને લાયક નથી, તેથી આ આસુર દેહનો ત્યાગ કરી અપર જન્મમાં દાસ અવશ્ય થઇશ. અને આપના અનુગ્રહથી જ અવશ્ય એમ જ થશે. કારણ કે હું આપનો છું, તેથી મને સંપૂર્ણ વિશ્વાસ છે.

**શંકા**–વૃત્રાસુરે સાક્ષાત્ પ્રભુનું દાસ્ય ન માગતાં **દાસાનુદાસત્વ કેમ માગ્યું ?**

**સમાધાન**–સાક્ષાત્પ્રભુના દાસ્યની માગણી કરવાથી પોતાની દીનતામાં ખામી આવે, માટે દીનતાસૂચક દાસાનુદાસત્વ જ માગ્યું, અથવા પ્રભુનું દાસ્ય મળતાં (ગોપીજનોને જેમ હુંપદ અથવા મોટાઈપણાનું અભિમાન આવ્યું હતું તેવી રીતે) સર્વોત્તમ–મોટાઈપણાનું અભિમાન થાય તો જરૂર કોઈ ભક્તનો અપરાધ થઈ જાય, અને પ્રભુના દાસ્યથી પણ ભ્રષ્ટ થઈ જાય, વૃત્રાસુરે આવો કડવો અનુભવ[1] પૂર્વજન્મમાં ચિત્રકેતુ અવસ્થામાં અનુભવ્યો છે, માટે પરમ્પરાદાસ એટલે દાસના પણ દાસ થઈ રહેવું એ જ દીનતા છે.

**વૃત્રાસુરને ચારે પુરુષાર્થનો અધિકાર કેવી રીતે છે?**

વૃત્રાસુર "તવ" ઇત્યાદિ પદ સમુદાયથી મોક્ષાદિ ક્રમથી–મોક્ષ, અર્થ, કામ, ધર્મ, એવા ક્રમથી પોતાનો અધિકાર સાબીત કરે છે–

**ભજનાનન્દાનુભવ ઇન્દ્રિયવાલાથી જ થાય—**

"ભજનાનન્દનો અનુભવ" એ પુષ્ટિમાર્ગમાં મોક્ષ છે. અને તે દેહ, ઇન્દ્રિય પ્રાણ અન્તઃકરણવાળાને થઈ શકે છે. એવું ભા૦ સ્કન્ધ–૧૦–૨૧–૭ [1]શ્લોકમાં નિરૂપણ કર્યું છે કે–"ઇન્દ્રિયવાળાને પ્રભુના મુખારવિન્દદર્શનરૂપી ફલ છે, બીજું એથી ઉત્તમ ફળ નથી, આ વાત અમે યથાર્થ જાણીએ છીએ, કારણ કે અમે શ્રુતિરૂપા છીએ. શું ફલ છે? સખા સહિત ગાયોને વનમાં ચરાવતા શ્રીકૃષ્ણચન્દ્ર અને શ્રીબલદેવના મુખનું દર્શન થાય એનાથી શું ઉત્તમ

---

૧ પૂર્વજન્મમાં આ વૃત્રાસુર ચિત્રકેતુ નામનો રાજા હતો, તેને હજારો સ્ત્રીઓ છતાં પુત્ર ન હતો, અંગિરા ઋષિએ તેને હર્ષશોકપ્રદ એક પુત્ર આપ્યો. પટરાણી ઉપર દ્વેષથી બીજી રાણીઓએ તે પુત્રને ઝેર આપ્યું તેથી તે મરી ગયો. રાજા વિગેરે સર્વ બહુ જ શોક કરવા લાગ્યાં ત્યારે નારદ સહ અંગિરા ઋષિ આવી તેના શોકને દૂર કર્યો, અને વૈરાગ્યાદિ ભાવથી યુક્ત ચિત્રકેતુને એક ઉત્તમ વિદ્યા આપી કે જે વિદ્યાને સાત દિવસ પર્યન્ત જલનું ભક્ષણ કરીને ધારણ કરી. જેથી તેને વિદ્યાધરનું આધિપત્ય મળ્યું, પુનઃ આજ વિદ્યાના પ્રતાપથી સાક્ષાત્ ભગવાનના ચરણકમલમાં તેનો જવાનો અધિકાર સિદ્ધ થયો, ભગવાને તેને સાક્ષાત્ દર્શન આપ્યાં, મહાન્ ભક્ત તરિકે તેની પ્રશંસા કરી, ભગવાન્ અન્તર્ધાન થઈ ગયા.

એક વખતે વિમાનમાં બેશી જતાં ચિત્રકેતુએ સભામાં પાર્વતીજીને આલિંગન કરી બેઠેલા શંકરને જોયા. દેવીના સાંભળતાં હાસ્ય કરતો ચિત્રકેતુ તાણીને બોલવા લાગ્યો, "જટાધર તપસ્વી હોઈ આપ નિર્લજ્જની પેઠે પ્રાકૃત માણસ માફક સ્ત્રી સાથે સભામાં બેસો છો તે તદ્દન અયોગ્ય છે." શંકર તો આ વાત સાંભળી મૌન રહ્યા પણ પાર્વતીજીથી આ વાત સહન ન થઈ, તેથી ક્રોધસહ શાપ આપતાં કહ્યું કે "પાપવાળી આસુરી યોનિમાં તારો અવતાર થશે." કારણ કે તેં અમારું અપમાન કર્યું છે. હવે પુનઃ અપમાન ન કરીશ" ભક્ત ચિત્રકેતુએ શાપ પ્રણામ સાથે સ્વીકારી ક્ષમા માગી રથમાં બેશી ચાલ્યો. પુનઃ જ્ઞાન વિજ્ઞાનયુક્ત અવિસ્મૃત પૂર્વજન્મવૃત્તાન્ત વૃત્રરૂપે આ અવતાર થયો છે–ભા૦ સ્ક૦ ૬. અ. ૧૪–૧૫–૧૬ ઉપરથી.

(૧) अक्षण्वतां फलमिदं न परं विदामः सख्यः पशूननुविवेशयतोर्वयस्यैः ।
वक्त्रं व्रजेशसुतयो रनुवेणु जुष्टं यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥ ७ ॥

ફલ હોઇ શકે? અથવા બંસી બજાવતા અને અનુરાગ ભર્યાં કટાક્ષને છોડતા મુખારવિન્દનું જેમણે નિરન્તર પાન કર્યું છે, એ જ ઇન્દ્રિયોવાળાને ઉત્તમોત્તમ ફલ છે." શ્રીઆચાર્યચરણે તે જ શ્લોકની સુબોધિનિજીની [1]કારિકામાં આજ્ઞા કરી છે કે—ભગવાનની સાથે વાર્તાલાપ કરવો, દર્શન કરવું, અધરામૃતનું પાન કરવું, ભોગ, રોમાંચોદ્‌ગમ, વેણુનાદશ્રવણ, સુંઘવું, આપની પાસે જવું, આપનું સર્વ ધ્યાન-ભાવન કરવું, એ જ ઇન્દ્રિયવાળાને ઉત્તમોત્તમ ફલ છે. મોક્ષ પણ આ જ છે. અન્ય નથી.

ઉપર દર્શાવેલા મોક્ષના સ્વરૂપમાં વૃત્રાસુરનો અધિકાર—

વૃત્રાસુરે तव શબ્દથી મોક્ષાધિકાર દર્શાવ્યો છે. શ્રીરાસપંચાધ્યાયીના [2]"वीक्ष्यालकावृत" આ શ્લોકમાં મોક્ષ કરતાં દાસ્યની સર્વોત્કૃષ્ટતા દર્શાવતાં કહે છે કે—"લોકમાં ત્રણ પ્રકારના પુરુષાર્થ ધર્મ, અર્થ, કામ, અને ચારપ્રકારનો મોક્ષ, અને સ્વર્ગ, એ આ લોકમાં ઉત્તમોત્તમ કહેવાય, પરંતુ હમારે એ સર્વ દાસ્યમાં ઉત્તમ રીતે પ્રાપ્ત થાય છે. તેમાં સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્યાદિ ચાર પ્રકારનો મોક્ષ તે પણ દાસ્ય આગળ નકામો છે." તેમ જ તેના [3]આગળના શ્લોકના વિવરણમાં [4]"સ્વતઃ પુરુષાર્થરૂપ દાસ્ય અમને આપો." એમ કહેલું છે આ પ્રમાણે શ્રુતિરૂપા ગોપીજનોના વાક્યોથી સિદ્ધ થાય છે કે—જેમ ગોપીજનોએ મોક્ષાધિકારરૂપ એટલે મોક્ષથી ચઢીયાતું **પ્રભુનું દાસ્ય** માગ્યું હતું તેમ વૃત્રાસુરે तव એ પદથી મોક્ષાધિકારરૂપ **પ્રભુનું દાસ્ય** માગ્યું છે. અને તેથી વૃત્રાસુરનો મોક્ષાધિકાર સિદ્ધ થાય છે. મૂલ શ્લોકમાં त्वत्पादैकमूल० ન કહેતાં तव पादैक मूल० કહેવાનો [5]આશય પણ એ જ છે **તમારો** દાસાનુદાસ થાઉં.

હવે વૃત્રાસુરનો કામાધિકાર સિદ્ધ કરે છે

" पादौ एव एकं मूलं येषां ते,"

અર્થાત્ ભગવાનના ચરણ એજ જેમનું મૂલ છે, એવાં ગોપીજનો જ છે. કારણ કે "ચરણકમલ એ જ અમારુ મૂલ છે" એવાં ગોપીજનોનાં વચનોથી જ સાબીત થાય છે.

---

(૧) श्रीसुबोधिनीजी-भगवता सह संलापो दर्शनं मिलितस्य च। आश्लेष. सेवन चापि स्पर्शश्चापि तथाविध ॥
अधरामृतपानञ्च भोगो रोमोद्गमस्तथा । तत्कूजिताना श्रवणमाघ्राणं चापि सर्वतः ॥
तदन्तिकगतिर्नित्यमेवं तद्भावनं सदा । इदमेवेन्द्रियवता फल मोक्षोपि नान्यथा ॥
यथान्धकारे नियतास्थितिर्नाक्ष्णोः फल भवेत् । एवं मोक्षोपीन्द्रियादिदुःखानां सर्वथा न हि ॥

( २ ) वीक्ष्यालकावृतमुखं तव कुण्डलश्रि गण्डस्थलाधरसुधं हसितावलोकम् ।
दत्ताभयञ्च भुजदण्डयुगं विलोक्य वक्षःश्रियैकरमणंच भवाम दास्यः ॥

( ३ ) " तप्तात्मना पुरुषभूषण देहि दास्यम् "

( ४ ) हे अनन्तकोटीकन्दर्पलावण्यरूप! स्वतः पुरुषार्थरूपं दास्यं देहि.

(૫) જો त्वत्पादैकमूल० પદ રાખે તો त्वत् શબ્દના અર્થનો સંબંધ ચરણ તરફ જાય અને તેથી તમારા ચરણ એજ જેનું મૂલ છે એવો અર્થ થાય અને तव पादैकमूल० કહેવાથી तव શબ્દનો સંબંધ દાસ્ય તરફ જાય છે (ચરણ જોડે જતો નથી) તેથી ઉત્તમ રહસ્ય એ નિકળ્યું કે "ગોપીજનોએ જેમ ભગવાનને કહ્યું કે તમારું દાસ્ય આપો તેમ વૃત્રાસુરે પણ તમારો શબ્દ વાપરી દાસાનુદાસત્વ માગ્યું" એ માર્મિક રહસ્ય છે.

"तन्नः प्रसीद वृजिनार्दन तेऽङ्घ्रिमूलं प्राप्ताः"

આ શ્લોકમાં કહે છે કે–"હે પાપને દૂર કરનારા અમે આપના ચરણારવિન્દના મૂલમાં આવ્યા છીએ. અમારા ઉપર પ્રસન્ન થાઓ." આ શબ્દોથી વૃત્રાસુરનો કામ પુરુષાર્થમાં અધિકાર સિદ્ધ થયો, જો પાદૈકમૂલ એવા સમર્થ ભક્તોનો આશ્રય ન કરે તો પોતાનો કામ મનોરથ–સિદ્ધ નજ થાય, માટે પાદૈકમૂલ શબ્દ કામાધિકાર દર્શાવે છે. શ્રીસુબોધિનીજીની કારિકામાં કહ્યું છે કે–"*ભજનાનન્દ સ્રીઓમાં સારી રીતે સ્થિર થાય છે અને તે દ્વારા પુરુષોને પણ ભજનાનન્દ પ્રાપ્ત થશે." આવી રીતે પાદૈકમૂલ ગોપીજનોના દાસત્વથી વૃત્રાસુરને પણ પોતાનો ભજનાનન્દાનુભવ રૂપી કામ અવશ્ય સિદ્ધ થાય જ તેથી પાદૈકમૂલ શબ્દ કામાધિકારદ્યોતક છે.

હવે વૃત્રાસુરનો અર્થાધિકાર દર્શાવે છે.

"દાસાનુદાસ" શબ્દ વૃત્રાસુરના અર્થાધિકારનું દ્યોતન કરે છે.[1]

હવે વૃત્રાસુરનો ધર્માધિકાર સિદ્ધ કરે છે.

तव दासत्वं અર્થાત્ પ્રભુની પાસે અન્ય કંઈ ન માગતાં દાસત્વ જ માગ્યું તે ધર્માધિકાર સૂચવે છે.[2]

શંકા–વૃત્રાસુરને સત્સંગ નહિ છતાં આવો ભાવ શી રીતે થયો ?

**સમાધાન**–"પૂર્વે હું ચિત્રકેતુ નામનો દાસ હતો પુનરપિ તેવો જ દાસ થઇશ." વૃત્રાસુરના એવા વચનથી તે ભક્ત હતો એવું સિદ્ધ થાય છે. તેથી તેને સત્સંગની જરૂર નથી.

આ પ્રમાણે પોતાનો ચાર પ્રકારનો અધિકાર પ્રતિપાદન કરીને ચારે પુરુષાર્થમાં વધારે અને પ્રથમ ઉપયોગી ધર્મની માગણી કરે છે. **મન** પ્રાણપતિના ગુણોનું સ્મરણ કરે, ચિન્તન કરે. મૂલ શ્લોકમાં "गुणानाम्" એ કર્મણિ ષષ્ઠી છે. કર્મણિ ષષ્ઠી થાય ત્યારે ષષ્ઠીનો પણ દ્વિતીયા જેવો વ્યવહાર કરી શકીએ, તેથી "પ્રાણપતિના ગુણોને" એવો અર્થ કરી શકીએ. પ્રભુનું સ્મરણ કરવામાં પોતાને જ સુખ થાય છે. એવું "स्मरेत्" એ આત્મનેપદનું સુંદર રહસ્ય છે.

**વાણી** પ્રાણપતિના ગુણોનું કીર્તન કરે, રટન કરે. કીર્તનમાં પણ પોતાને જ અધિક આનંદ થાય છે. પરને આનંદ થાય એ તો [3]આનુષંગિક છે. માટે જ ગૃણીત ક્રિયાપદ આત્મનેપદ છે.

---

*ततो हि भजनानन्दः स्त्रीषु सम्यक् विधार्यते ॥
तद्द्वारा पुरुषाणांच भविष्यति न चान्यथा ॥ सु० का०

૧ કારણ કે પુષ્ટિમાર્ગમાં પ્રભુ જ અર્થરૂપ છે. "प्रभुः सर्वसमर्थो हि ततो निश्चिन्ततां भजेत्" ચ. શ્લો. આ શ્લોકની ટીકામાં "समर्थ" શબ્દનો "सम्यक् चासौ अर्थश्च" સમાસ કરી સારા અર્થરૂપ પ્રભુ છે, એવો અર્થ કરે છે. આ અર્થરૂપી પુરુષાર્થ ત્યારે જ સિદ્ધ થાય કે જ્યારે પ્રભુના નિતાન્ત દાસની કૃપા થાય, માટે દાસાનુદાસ એ શબ્દ અર્થાધિકારદ્યોતક થયો.

૨ કારણ કે પુષ્ટિમાર્ગમાં "सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः" એ ન્યાયે પ્રભુની સેવા–દાસત્વ–એ જ ધર્મ છે.

૩ મુખ્ય કાર્ય કરતાં વચમાં જે સિદ્ધ થઈ જાય તે આનુષંગિક કહેવાય.

**કાયા** આણુપત્તિની જ સેવા કરે, પ્રભુને જેમ સુખ થાય તેવી રીતે દાસ સેવા કરે છે, પોતાના સુખની લેશ પણ દરકાર નથી. તેથી તેમાં સ્વાર્થ નથી પણ પરાર્થ જ છે, માટે "करोतु" એ પરસ્મૈપદ ક્રિયાપદ છે. સ્મરણ અને કીર્તન શ્રવણને અધીન હોવાથી અને શ્રવણ પણ અન્યના કથનની અપેક્ષાવાળો હોવાથી "स्मरेत"એ વિધિ કહ્યો. સેવામાં સ્નેહ જ નિયામક છે, સ્નેહ જ સર્વ રીતે પ્રધાન છે, અને તે સ્નેહ પ્રભુકૃપાથી જ સાધ્ય હોવાથી ત્યાં "करोतु" એવું આશીર્લિંગ ક્રિયાપદ મુક્યું છે. ૧

એ પ્રમાણે ધર્મનું નિરૂપણ કરીને હવે અર્થનું નિરૂપણ કરે છે.

**न नाकपृष्ठं न च पारमेष्ठ्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।**
**न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस ? त्वा विरहय्य काङ्क्षे ॥ २ ॥**

अन्वयार्थः—[ हे समञ्जस ? ] हे सकलार्थरूप, [त्वा] तने, [विरहय्य] त्यजीने, [नाकपृष्ठं] इन्द्रासनने, [न] नथी, [काङ्क्षे] इच्छतो, [च] अथवा, [पारमेष्ठ्यं] ब्रह्मासनने, [न] नथी, [ काङ्क्षे ] इच्छतो, [ सार्वभौमं ] साम्राज्यने, [ न ] नथी, [ काङ्क्षे ] इच्छतो, [रसाधिपत्यं] रसातलादिकना आधिपत्यने, [न] नथी, [काङ्क्षे] इच्छतो, [योगसिद्धीः] अणिमा, महिमादि सिद्धिने, [न] नथी, [काङ्क्षे] इच्छतो, [वा] अथवा [अपुनर्भवं] अक्षरब्रह्ममां लयादिकने, [न] नथी, [काङ्क्षे] इच्छितो.

**ભાવાર્થ**—હે સકલ અર્થરૂપ! આપને ત્યજીને ઈન્દ્રાસનને નથી ઈચ્છતો, બ્રહ્માસનને નથી ઈચ્છતો, સામ્રાજ્યને નથી ઈચ્છતો, રસાતલાદિકના આધિપત્યને નથી ઈચ્છતો, યોગની સિદ્ધિને નથી ઈચ્છતો, અથવા સાયુજ્યાદિ લયને પણ નથી ઈચ્છતો, અર્થાત એ સર્વને ત્યજીને આપને જ ઈચ્છું છું. ॥ ૨ ॥

**વિવેચન**—પ્રાકૃત સત્વગુણ રજોગુણ અને તમોગુણ એમ ત્રણ ગુણથી લૌકિક અર્થ ત્રણ પ્રકારનો છે, અને વૈદિક પણ ત્રણ પ્રકારનો છે. તે છએ પ્રકારના અર્થને ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ છ ધર્મથી ક્રમે ક્રમે ત્યાગ કર્યો છે. અર્થાત્ ભગવાન્‌માં છ પ્રકારનું ઐશ્વર્ય બિરાજે છે તેથી તે લૌકિક વૈદિક છ પ્રકારના અર્થની ભગવાન્‌થી જ સિદ્ધિ થઇ જાય છે માટે તેની અપેક્ષા નથી, તેથી તેનો વૃત્રાસુર ત્યાગ કરે છે. ૧

આ શ્લોકની અંદર છ વસ્તુનો અનાદર વૃત્રાસુરે કર્યો. તેમાં ઈન્દ્રાસન, સામ્રાજ્ય, અને રસાતલાદિકનું ઐશ્વર્ય આ ત્રણ લૌકિક છે. મોક્ષ, બ્રહ્માસન, અને સિદ્ધિઓ એ ત્રણ વૈદિક છે.૨

આપણે ઉપર લૌકિક અને વૈદિકનો વિચાર કરી ગયા તેમાં જે લૌકિક છે તે પ્રવૃત્તિધર્મ સાધ્ય હોવાથી તે સામાન્ય છે. ( ઈન્દ્રાસન, સામ્રાજ્ય, અને રસાતલાદિકનું ઐશ્વર્ય આ ત્રણેમાં અનહદ પ્રવૃત્તિ જ ભરેલી છે. અને પ્રવૃત્તિ ધર્મથી તે પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે અનેક યજ્ઞોથી ઈન્દ્રાસન મળે, યજ્ઞકર્મ પ્રવૃત્તિધર્મ છે. માટે જે પ્રવૃત્તિધર્મથી સાધ્ય છે તે **સામાન્ય** જ કહેવાય. મોક્ષ થવો, બ્રહ્માસન, સિદ્ધિઓ મેળવવી, એ સર્વ વૈરાગ્યાદિક નિવૃત્તિધર્મથી મળી શકે છે, તેથી તે વૈદિક અને પર—શ્રેષ્ઠ—છે. ૩

ઉપર છ અર્થો ગણાવ્યા ( ઇન્દ્રાસન, સામ્રાજ્ય, ઐશ્વર્ય, મોક્ષ, બ્રહ્માસન, સિદ્ધિઓ,) તે પ્રવૃત્તિધર્મથી સાધ્ય હો કે નિવૃત્તિધર્મથી સાધ્ય હો, પણ છ પૈકી સાધકને એક જ અર્થ સિદ્ધ થાય છે, કોઇને મોક્ષ મળે તો બ્રહ્માસન ન મળે, ઇન્દ્રાસન મળે તો મોક્ષ ન મળે, પરંતુ ભગવાન્ સર્વરૂપ હોવાથી ભગવાન્‌માં એ છએ અર્થ હોય છે. (અને તે છએ અર્થનો ભક્તોને એકી વખતે અનુભવ થાય છે. એ આ વૃત્રાસુરનું વચન સ્પષ્ટ સાબીતી આપે છે.) ૪।।

ઉપર છ વસ્તુ સમજાવીને છએ મહાન્ અર્થરૂપ છે. પણ છએ એકી વખતે મળવી મુશ્કેલ છે. પરંતુ પુષ્ટિમાર્ગમાં તો સાક્ષાત્ ભગવાન્ જ અર્થરૂપ હોવાથી વૃત્રાસુરને છએ અર્થનો અનુભવ ભગવાન્‌માં થતાં વૃત્રાસુર અન્ય સર્વમાં નિરપેક્ષતા દર્શાવે છે. એજ રહસ્ય આ શ્લોકમાં દર્શાવામાં આવે છે. ૫

(૧) આરંભમાં લૌકિકસાત્વિક અર્થનું નિરાકરણ કરે છે–હું નાકપૃષ્ઠની ઇચ્છા રાખતો નથી, નાક એટલે સ્વર્ગ, અને પૃષ્ઠ એટલે રાજાસન, અર્થાત્ ઇન્દ્રાસનને નથી ઇચ્છતો. હું ઇન્દ્રાસનની શા માટે ઇચ્છા કરું, "क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति" પુણ્ય ક્ષીણ થતાં તે કાલાન્તરે મૃત્યુલોકમાં આવે છે. હું તો આપનામાં જે **અખણ્ડિત ઐશ્વર્ય** વિદ્યમાન છે તેને પ્રત્યક્ષ અનુભવું છું, માટે મારે ઇન્દ્રાસનની ઇચ્છા નથી.

(૨) વૈદિકરાજસ અર્થનું નિરાકરણ કરે છે–હું પારમેષ્ટ્યની ઇચ્છા રાખતો નથી, પરમેષ્ઠી એટલે બ્રહ્મા એ રજોગુણાવતાર છે, તેથી તેનું સ્થાન પણ રાજસ જ હોય એ સ્વાભાવિક છે. આ બ્રહ્માસનમાં એક મહદ્દુઃખ છે. "ब्रह्मणा सह मुच्यन्ते" "બ્રહ્મલોકસ્થ સર્વે લોકની બ્રહ્માની સાથે મુક્તિ થાય છે" આ વાક્યથી પરતંત્રતાથી ફલસિદ્ધિ થઇ એમ નિશ્ચય થાય છે. અને પરતંત્રતાથી ફલસિદ્ધિ જ્યાં થાય ત્યાં સ્વવીર્યની હાનિ જ થાય. હું તો આપનામાં **અખણ્ડ વીર્યનું** દર્શન કરી રહ્યો છું તેથી સ્વવીર્યની હાનિરૂપ બ્રહ્માસનની મારે ઇચ્છા નથી,

(૩) લૌકિકરાજસ અર્થનું નિરાકરણ કરે છે–હું સાર્વભૌમની ઇચ્છા રાખતો નથી, સાર્વભૌમ એટલે સર્વભૂમિનું ઇશ્વિરત્વ, સર્વભૂમિનું ઇશ્વિરત્વ પ્રાપ્ત થાય તો સર્વ લોકમાં યશ ફેલાય. યશ પણ દાનાદિક કરે તો પ્રાપ્ત થાય.માટે તે યશ દાનાદિકને અધીન ગણાય, એટલું જ નહિ પણ તે નાશવંત છે. "तद्वायसं तीर्थमुशन्ति मानसा" પ્રભુના યશનું વર્ણન જેમાં ન આવે તે વાયસતીર્થ કહેવાય છે; આવી રીતે સ્વરૂપથી પણ દુષ્ટ જ છે. પરિણામે તો "राज्यान्ते नरकं ध्रुवम्" નરકગામિ છે. માટે તેનું પરિણામ પણ દુષ્ટ જ છે. હું તો આપનામાં અવિગીત અનિન્દિત–યશને પ્રત્યક્ષ નિરખી રહ્યો છું. માટે મારે સામ્રાજ્ય પણ નથી જોઈતું.

(૪) લૌકિકતામસ અર્થનું નિરાકરણ કરે છે–હું રસાધિપત્યની ઇચ્છા નથી રાખતો, રસ શબ્દ તો માત્ર એક અર્થસૂચક છે પણ તેનાથી નીચેના પાતાલના–સર્વે લોક સમજવાના છે. પૃથ્વીની અપેક્ષાએ એ લોકમાં ભોગ અધિક હોય છે. ભોગ શ્રી–લક્ષ્મીથી જ થાય, બલિરાજાને શ્રી–લક્ષ્મી–અપાર હતી, આવા સમર્થની શ્રીને આપે હરી લીધી અને પુનઃ આપે જ અર્પી, અર્થાત્ શ્રી આપને અધીન છે. હું તો આપનામાં કોઇનાથી હરી ના શકાય એવી અખંડ શ્રીને નિત્ય બિરાજેલી જોઉં છું તેથી મારે રસાધિપત્યની પણ ઇચ્છા નથી.

**(૫) વૈદિકતામસ અર્થનું નિરાકરણ કરે છે**–હું યોગસિદ્ધિની ઇચ્છા રાખતો નથી. કારણ કે અપક્વયોગિઓ પોતાને પ્રાપ્ત થએલી સિદ્ધિના બલથી મનમાનતા વિષયો સરજી ભોગ કરે છે, અને તેથી તે યોગથી ભ્રષ્ટ થાય છે. જો યોગિઓનું જ્ઞાન સ્થિર હોય તો આવી દશા ન આવે, પણ તેમનું જ્ઞાન ભ્રાન્ત જ છે. હું તો આપનામાં નિત્ય અખણ્ડિત જ્ઞાનને નિરખી રહ્યો છું, માટે તે સિદ્ધિઓ મારે ના જોઇએ.

**(૬) વૈદિકસાત્વિક અર્થનું નિરાકરણ કરે છે**–હું મોક્ષની પણ અપેક્ષા નથી રાખતો, "सत्वात्सञ्जायते ज्ञानम्" "સત્વગુણથી જ્ઞાન થાય છે" અને જ્ઞાનથી મોક્ષ થાય છે. આ પ્રમાણે જ્ઞાન સાત્વિક છે, તો સાત્વિકજ્ઞાનથી થતો મોક્ષ પણ સાત્વિક જ કહેવાય. મોક્ષ અક્ષરબ્રહ્મમાં થતો હોવાથી તે ગણિતાનન્દ છે. આપના આનંદનો એક અંશ જ છે. આપ તેવા નથી, આપ તો પૂર્ણાનન્દ છો, અન્ય પણ મોક્ષમાં ખામી છે. અક્ષરમાં લય થયા પછી તેમાં સેવ્યસેવકભાવથી થતી સામાસામી કોઈ પણ જાતની પ્રીતિનો આનંદ મળતો નથી, તેથી આપની લીલારસનો અનુભવ તેમાં નથી મળતો, કારણ કે તેમાં સમુદ્રમાં ફેંકેલા સિન્ધાલુણની માફક અભેદ થઈ જાય છે. માટે તેને ખરેખર અર્થ કહી શકાય નહિ. આ જ હેતુથી 'મોક્ષ' શબ્દ નહિ લખતાં "અપુનર્ભવ" પદ લખ્યું છે. સારાંશ કે તેમાં પુનઃ જન્મનો અભાવ–પુનઃ જન્મ ન લેવો પડે–એ વિના કંઈ પણ વિશેષ માહાત્મ્ય નથી.

આપ તો પૂર્ણાનન્દ છો. ભક્તની સદૈવ અપેક્ષા રાખનાર છો. હે ભગવન્ આપે પ્રતિજ્ઞા કરી છે કે–"मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि" "મારા ભક્ત મારાથી અન્ય કંઈ પણ જાણતા જ નથી. મને જ સર્વસ્વ ગણે છે. હું પણ તેમનાથી અન્ય જરાપણ જાણતો નથી." આવી રીતે આપ ભક્તની અપેક્ષા રાખનારા છો, તેથી આપને ભક્ત સિવાય અન્યમાં જરા પણ રાગ નથી, અર્થાત્ અન્યમાં વિરાગ અને ભક્તમાં જ રાગ, તેથી આપનામાં **અખણ્ડિત વૈરાગ્ય** વિદ્યમાન છે, તેથી મને અપુનર્ભવ–મોક્ષ–ની પણ ચાહના નથી,

મર્યાદામાં મોક્ષને ચતુર્થ પુરુષાર્થ તરીકે સ્થાન આપ્યું છે. જ્યારે પુષ્ટિમાં તેનો ત્યાગ કરાવાને **અર્થ** નામના પુરુષાર્થની ગણત્રીમાં ગણ્યો છે, માટે ભક્તિમાર્ગમાં તેનો અનાદર છે, એ જ મોક્ષથી અધિક આનંદદાયક પુષ્ટિમાર્ગની બલિહારી છે. (મૂલમાં "वा" શબ્દ છે તેનું આ સ્વારસ્ય છે.)

આ પ્રમાણે વૃત્રાસુરે બધા અર્થનું નિરાકરણ કરી દીધું. તો ભગવાન્ તેને પુછે કે "ત્યારે તારે કેવા અર્થની અપેક્ષા છે?" તો તેમને ઉત્તર આપતાં કહે છે કે–હે સમંજસ? હે સકલ અર્થથી પૂર્ણ? આપને ત્યજીને ઉપર કહેલા અર્થોની હું ઇચ્છા રાખતો નથી. પરંતુ સર્વાર્થરૂપ આપની જ અર્થરૂપે ઇચ્છા રાખું છું, સદૈવ મારા **અર્થરૂપ** આપ જ હો, અથવા પૂર્વોક્ત અર્થને ત્યજીને આપની જ અર્થરૂપે ઇચ્છા રાખું છું,

તાત્પર્યાર્થ—પુષ્ટિમાર્ગમાં ભગવાન જ ભક્તોના અર્થરૂપ છે.

### પુષ્ટિમાર્ગીય તૃતીય કામ પુરુષાર્થનું નિરૂપણ

**अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ।**
**प्रियं प्रियेव व्युषितं विषण्णा मनोऽरविन्दाक्ष दिदृक्षते त्वाम् ॥ ३॥**

अन्वयार्थः-[ हे अरविन्दाक्ष! ] हे कमलनेत्र! [ अजातपक्षाः ] पांख विनानां [ क्षुधार्ताः ] भूख्यां [ खगाः ] पक्षीनां बच्चां [ मातरमिव ] माताने जेम [ क्षुधार्ताः ] भूख्यां [ वत्सतराः ] नानां वाछरडां [ स्तन्यं यथा ] दुधने जेम [ विषण्णा ] खेदयुक्त [ प्रिया ] वहाली स्त्री [ व्युषितं ] प्रवासे गयेला [ प्रियमिव ] वहाला पतिने जेम [ मनः ] मन [ त्वां ] आपने [ दिदृक्षते ] जोवानी इच्छा राखे छे.

**ભાવાર્થ**—જેને પાંખ ઉત્પન્ન નથી થઈ એવાં તથા ભૂખ્યાં થયેલાં પક્ષીનાં બચ્ચાં જેમ પોતાની માતાને જોવા આતુર બને, તથા ભૂખ્યાં નાનાં વાછરડાં જેમ પાન કરીને ક્ષુધા મટાડવા માટે દુધના દર્શનની ઈચ્છા રાખે, પતિના પ્રવાસથી ખેદ પામેલી વહાલી સ્ત્રી પરદેશ ગયેલા વહાલા પતિને નિરખવા જેમ અધિરી બને, તે પ્રમાણે હે કમલનયન! મન આપના દર્શનની ઈચ્છા રાખે છે.

**વિવેચન**—આ શ્લોક ઉપર વચનામૃત કરતાં શ્રીગુસાંઈજી આરમ્ભમાં ચાર કારિકાઓથી સંપૂર્ણ શ્લોકનું તાત્પર્ય સમજાવે છે. તેનો અર્થ આ પ્રમાણે-(૧) શ્રીપુષ્ટિમાર્ગ-પ્રભુના અનુગ્રહમાર્ગ-માં શ્રીહરિના રૂપની દર્શનેચ્છા થવી, તે તૃતીય પુરુષાર્થ કામ કહેવાય છે અને આવા પ્રકારનો કામ તે અલૌકિક કામ કહેવાય છે. આ અલૌકિક કામ સમજાવવા માટે શ્રીવ્યાસજીએ મૂલ શ્લોકમાં ત્રણ દૃષ્ટાન્ત આપ્યાં છે, પક્ષી, વાછરડાં, અને સ્ત્રી.

(૨) આ ત્રણ દૃષ્ટાન્ત પૈકી પહેલાં બે દૃષ્ટાન્ત લૌકિક છે. કારણ કે તેમાં લૌકિક ક્ષુધારૂપ કામ બતાવ્યો છે. ત્રીજું સ્ત્રીનું દૃષ્ટાન્ત શાસ્ત્રીય છે અને તેજ ઉત્તમ છે. એક દાર્ષ્ટાન્ત[1] સમજાવવા માટે ત્રણ દૃષ્ટાન્ત આપવાનું કારણ એ છે કે લૌકિક દૃષ્ટાન્ત ત્રણ ગણા થઇને જ અલૌકિક દાર્ષ્ટાન્તમાં દૃષ્ટાન્ત થઈ શકે છે.

(૩) જો એમ ન હોય તો એક જ દૃષ્ટાન્ત મૂલમાં આપવું હતું તમતો નથી કર્યું, તેથી માલુમ પડે છે કે લૌકિક ત્રણ ગણા દૃષ્ટાન્ત થઇને જ અલૌકિક સિદ્ધાન્ત સમજાવી શકે છે. પહેલાં બે દૃષ્ટાન્તમાં બતાવેલો કામ તે લૌકિક છે કારણ કે તે ક્ષુધારૂપે વર્ણવ્યો છે. ત્રીજા પ્રિયાના દૃષ્ટાન્તમાં બતાવેલો કામ શાસ્ત્રીય છે. કારણ કે તે રસશાસ્ત્રની રીતિથી વર્ણવેલો છે. (૪) ત્રીજું પ્રિયાનું જ દૃષ્ટાન્ત ઉત્તમ છે, તેનું કારણ એ છે કે પ્રભુ "रसो वै सः" ઇત્યાદિ વાકયથી રસસ્વરૂપ છે, અને મૂલમાં જેમ વહાલી સ્ત્રી એક છે અને રસભાવયુક્ત પ્રિયને ચાહે છે, તેમ અહિં વૃત્રાસુર પણ એક છે અને અનેક સ્વરૂપયુક્ત પ્રભુના બીજા કોઈ પણ સ્વરૂપને નહિં ચાહતાં રસરૂપ પ્રભુને જ ચાહે છે.

આ શ્લોકમાં **"હે કમલનેત્રવાળા!" આવું સંબોધન આપવાનો હૃદયંગમ અર્થ**-વૃત્રે પ્રભુના નયનને કમલની ઉપમા આપીને મનને ભ્રમર સૂચવ્યું છે, એટલે કે કમલ વિકાસ પામે ત્યારે જ ભ્રમરની ઇચ્છા પૂરી પડે છે, તેમ આપ પણ મારી ઉપર વિકસિત દૃષ્ટિ કરો. બીજું પણ તાત્પર્ય એ સૂચવ્યું છે કે આપનું સ્વરૂપ સૌન્દર્ય જ એવું મનોહર છે કે મન આપની સ્વરૂપ સુન્દરતા નિરખવા લલચાય જ.

---

૧ જે વાતને સમજાવવા દૃષ્ટાન્ત અપાય છે તે દૃષ્ટાન્તથી સમજાવાતી વાત દાર્ષ્ટાન્ત કહેવાય છે.

**શંકા**—અહિં એક એવી શંકા ઉદ્‌ભવે છે કે જેમ લોકમાં 'ત્યાં જવા મારું મન છે' 'મારુ મન આ ચીજ જોવા ઇચ્છા રાખે છે' વગેરે વ્યવહારમાં મન ઉપર પોતાનો કાબુ દર્શાવાય છે, ત્યારે વૃત્રે પણ (मम मनः) 'મારું મન' આપના દર્શનની ઇચ્છા રાખે છે આમ કહેવું જોઇએ!

**સમાધાન**—લોકમાં જે મન ઉપર પોતાપણું દર્શાવવાનો વ્યવહાર છે તે ભ્રાન્ત છે, કારણ કે જે ચીજ ઉપર આપણો કાબુ હોય તે ચીજ ઉપર આપણે ચાહે તેમ કરી શકીયે છીએ. જેમકે મારુ ઘર તો ઘર આપણા તાબેની ચીજ હોવાથી આપણે તેને ભાંગી શકીએ, રીપેર કરાવી શકીએ, પણ તે પ્રમાણે મન આપણા તાબામાં નથી. ઉલ્ટા આપણે તેના તાબામાં છીએ તેથી જ મન જ્યાં ચાહે ત્યાં આપણને લઇ જાય છે. તેથી લોકનો જે મન ઉપર પોતાપણાનો વ્યવહાર છે તે ભ્રાન્ત જ કહેવાય. પણ વૃત્ર તો ભ્રાન્ત નથી તે સમજે છે કે મન સ્વતન્ત્ર છે તેથી તેણે (मम) 'મારુ મન' આવો સ્વાધીનતાસૂચક અસ્મત્ શબ્દનો પ્રયોગ નથી કર્યો

**શંકા**—વ્યવહારમાં આપણે એમ બોલીએ કે ચક્ષુ જોવાની ઇચ્છા રાખે છે અને અહિં વૃત્રે તો "મન જોવાની ઇચ્છા રાખે છે" એવું તે કેમ કહ્યુ!

**સમાધાન**—તેનું તાત્પર્ય એ છે કે સર્વ ઇન્દ્રિયો મનના સમ્બન્ધથી જ કાર્ય કરી શકે છે, જો મન આપણું ન હોય તો નેત્ર ખોલીને ઉભા હોઇએ છતાં જોઈ શકતા નથી તેથી વૃત્ર સમજે છે કે સર્વ ઇન્દ્રિયોમાં પ્રધાન મન, છે અને તેનેજ પ્રભુના સ્વરૂપમાં લગાડવું કે જેથી બધી ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપાર જોવું, સાંભળવું, વગેરેમાં નિષ્ફલ થઈ પ્રભુમા આવી લાગશે, અને તેથી મને ભજનાનન્દનો અનુભવ થશે, કારણ કે સર્વ ઇન્દ્રિયોથી જ ભજનાનન્દનો અનુભવ થઈ શકે છે, તેથી વૃત્રે 'મન જોવાની ઇચ્છા રાખે છે' તેવું કહ્યુ

### શ્લોકમાં 'दिदृक्षते' ક્રિયાપદમાં આત્મનેપદ મુકયું છે તેનું રહસ્ય.

આ શ્લોકમાં વૃત્રે માગેલો પૂર્ણકામ તે પોતાને અપેક્ષિત છે, પ્રભુને અપેક્ષિત નથી જ, કારણ કે તે તો પૂર્ણ કામ છે. તેથી ફલને એટલે કે પૂર્ણ કામરૂપી ફલને પોતાના તરફનું છે એવું દર્શાવવા આત્મનેપદ મુકયું છે.

'चंचलं हि मनः कृष्ण' આ ગીતાવાકયથી 'મન ચંચલ છે' એવું સાબીત થાય છે. તેમજ મનને ભ્રમરની ઉપમા આપી છે, તેથી ભ્રમર જેમ વિકાસ પામેલા બીજા કમલ પાસે પણ જાય છે, તેમ મનમાં પણ બીજી ઇચ્છા ઉદ્‌ભવવા સંભવ છે, તેના અભાવ માટે દૃષ્ટાન્ત આપે છે કે જેમ ક્ષુધાથી પીડિત પક્ષીનાં નાનાં બચ્ચાં પોતાની માતા ભક્ષ્ય લેવા ગયેલી છે તે કાંઇક લઈ આવી આપશે આવી આશાથી જેમ પોતાની માતાને જોવા ઇચ્છા રાખે છે તેમ મન આપને જોવાની ઇચ્છા રાખે છે.

### આ દૃષ્ટાન્તમાં ગુસાંઇજીએ દર્શાવેલાં દૂષણો.

(૧) પક્ષીઓનું ભક્ષ્ય કંઇ નિયત હોતું નથી, તેમજ ક્ષુધાથી પીડિતને તો કોઇ પણ ચીજથી કામ સરે છે, તે (क्षुधार्ताः) ભૂખ્યાં આવું વિશેષણ આપવાથી પણ ભક્ષ્યની અનિયતતા પ્રાપ્ત થાય છે અને ભક્ષ્યની નિયતતા ન હોવાથીજ મૂલમાં પણ ભક્ષ્યનું નામ જેમ બીજા દૃષ્ટાન્તમાં (स्तन्यं) (દુધ) આવું પદ મુકી દર્શાવ્યું છે, તેવું કોઈ પણ પદ મુકી દર્શાવ્યું નથી. તેમજ આ દૃષ્ટાન્તમાં (अजातपक्षाः) (જેને પાંખો ઉત્પન્ન નથી થઈ) આવું

વિશેષણ પક્ષીઓને આપ્યું છે, તેથી પાંખ ઉત્પન્ન થયા પછી પક્ષીઓ માતાને જોવાની ઈચ્છા રાખતાં નથી અર્થાત્ પક્ષીઓની દર્શનેચ્છા સદા એક સરખી નથી તેથી કાલની અનિયતતા ૫ એટલે કે પાંખ ઉત્પન્ન નથી થઈ તે વખત સુધી જ પછી નહિં આવું એક દૂષણ આ દૃષ્ટાંતમાં પ્રાપ્ત થાય છે.

(૨) બીજું દૂષણ ક્ષુધાથી પીડિત છે માટે માતાના દર્શનની ઇચ્છા રાખે છે તેથી ક્ષુધાની ઉપાધિ પણ માતાના દર્શનમાં કારણ હોવાથી નિરુપધિક પ્રેમથી માતાના દર્શનની ઇચ્છા ન કહેવાય, તેથી ક્ષુદ્રુપ ઉપાધિએ કરેલું આવું બીજું દૂષણ આવે છે.

(૩) ત્રીજું, વિષય જે ભક્ષ્ય તે નિશ્ચિત નથી તેથી વિષયની અનિયતતા પણ છે. તો આ પ્રમાણે ઉપરોક્ત ત્રણ દૂષણથી પ્રથમ દૃષ્ટાન્ત દૂષિત છે. તેથી બીજું દૃષ્ટાન્ત આપે છે કે–ભૂખ્યાં નાનાં વાછરડાં જેમ દુધની ઇચ્છા રાખે છે, તેમ મન આપને જોવા ઇચ્છા રાખે છે. આ દૃષ્ટાન્તમાં પણ નાનાં વાછરડાં કહેવાથી મોટાં થયાં એટલે તેની દુધની ઇચ્છા નષ્ટ થાય છે પછી તેની માતાને જોવાની ઇચ્છા રહેતી નથી એટલે આ દૃષ્ટાન્તમાં પણ કાલની અનિયતતા–કાલની અવધિ–બતાવી છે, અને ક્ષુધાથી પીડિત આવા વિશેષણથી ક્ષુધાની ઉપાધિ પણ બતાવી છે, તેથી આ દૃષ્ટાન્તમાં બતાવેલો પ્રેમ પણ સોપાધિક છે અને સાવધિક છે, તેથી નિર્દુષ્ટ ત્રીજું દૃષ્ટાન્ત વહાલી સ્રીનું આપે છે. વહાલી સ્રી પરદેશ ગયેલા વહાલા પતિને જેમ જોવા ઇચ્છા રાખે તેમ હે પ્રભો ? મન આપના દર્શનની ઇચ્છા રાખે છે. આ દૃષ્ટાન્તમાં પ્રિય પદના પ્રયોગથી જ પતિપત્ની બન્નેમાં નિરુપધિક સ્નેહ છે એવું પ્રતીત થાય છે, કારણ કે કોઈ પણ ઉપાધિથી કરવામાં આવેલો સ્નેહ તે સ્નેહ ન કહેવાય પણ તે તો સ્વાર્થ જ કહેવાય તેવા ઉપાધિ વગરના સ્નેહનું નિરૂપણ કરતાં કોઈ સ્રી કહે છે કે "[1]જે સ્નેહના ઉત્પન્ન થવામાં કંઈ પણ કારણ જોવામાં નથી આવ્યું, અને જે સ્નેહને કંઇક અપરાધ થઈ જતાં ઘટતો નથી જોયો તથા જે સ્નેહને બહુ નમન કરવાથી વધતો નથી જોયો આવા અમૃતને પણ ટક્કર મારે તેવા તથા ત્રણ લોકના દુઃખને નાશ કરનારા એવા સદા એક રસ અને સ્વરૂપથી જ મોટા તે પ્રેમને વાણીથી હું શું વર્ણવું–વાણીથી વર્ણવી ન માપી શકાય તેવા પ્રેમને વાણીના માપમાં શામાટે લાવું. તો આવો પ્રેમ ઉપાધિથી રહિત અને શુદ્ધ કહેવાય કારણ આવા સ્નેહમાં કંઇપણ ઉપાધિનું દૂષણ નથી. પરદેશે ગયેલા વહાલા પતિમાં સ્રીનો સ્નેહ પતિના પરદેશ ગયાના સમયથી આરમ્ભી ને આગમન સુધી એક રસ–એક સરખો–રહે છે તથી આ દૃષ્ટાન્તમાં કાલની અનિયતતાનું દૂષણ પણ નથી અને ખેદ યુક્ત રહે છે તેથી વિષય પણ નિશ્ચિત છે અન્યથા ખેદ થાય નહિં. આ પ્રમાણે પહેલાં બે દૃષ્ટાન્તોમાં દર્શાવેલા દોષ પૈકી એક પણ દોષ આ દૃષ્ટાન્તમાં નથી તેથી આજ દૃષ્ટાન્ત યુક્ત છે.

વૃત્ર પોતે એક છે તેથી દૃષ્ટાન્તમાં પણ (પ્રિયા) આવું એક વચન વાપર્યું, એમ ન હોય તો જેમ પહેલાં બે દૃષ્ટાન્તમાં બહુવચન વાપર્યું છે તેમ આંહી પણ બહુવચનનો ઉપયોગ કરવામાં શી હરકત હતી. બીજું પણ એકવચનનું તાત્પર્ય એ છે કે ઘણે ઠેકાણે તેવો સ્નેહ હોતો નથી, આ વાત પણ જણાવવા એક વચન વાપરી સહુની છેલ્લે આ દૃષ્ટાન્તનું નિરૂપણ

---

[1] आविर्भावदिने न येन गणितो हेतुस्तनीयानपि क्षीयेतापि न चापराधविधिना नत्या न यो वर्धते पीयूषप्रतिवादिनस्त्रिजगतीदुःखद्रुहः साम्प्रतं प्रेम्णस्तस्य गुरोः किमद्य करवै वाङ्निष्ठतागौरवम् ॥

કર્યું છે. પહેલાંના બે દૃષ્ટાન્ત પણ એક દેશના અભિપ્રાયથી થઈ શકે છે તેથી તેનું નિરૂપણ પણ અત્રે અયોગ્ય ન ગણાય.

સ્ત્રી, પતિના વિરહ કાલમાં કેવલ ખેદ કરીને જ નથી રહેતી પરન્તુ વહાલાના નિમિત્ત વિવિધ રસભાવોને પોતાના અન્તઃકરણમાં પ્રકટાવે છે, નહિતર તેનું જીવન જ ન થઈ શકે કારણ કે—વિપ્રયોગકાલમાં પતિવિષયક વિવિધ રસભાવો જ જીવવાનું સાધન હોય છે. કદાચિત્ કોઈ સ્ત્રી, પતિના વિરહકાલમાં પતિનિમિત્ત અનેક રસ ભાવોને પ્રકટાવ્યા વિના પણ જીવે તો તે પ્રિયા જ ન કહેવાય, તેથી જ એક પરદેશ ગયેલા પુરુષે નવીનશ્યામ મેઘની પંક્તિને જોઈને કહ્યું છે કે:—[1]'યદિ પ્રિયા ન જીવતી હોય તો મને ઘેર જવાથી શું ફલ? અને જો તે જીવતી હોય તો તે પ્રિયતમા જ કેમ કહેવાય? તેથી મારે ઘેર જવું નિષ્ફલ છે એમ સમજી પ્રવાસી પોતાને ઘેર જતો નથી' ઈત્યાદિ વાક્યોથી સિદ્ધ થાય છે કે—પતિના પરદેશ ગમન પછી પ્રિયાનું જીવન પતિવિષયક વિવિધ રસભાવોથી જ ટકી રહે છે.

વૃત્ર તો પુરુષ છે અને દૃષ્ટાન્ત સ્ત્રીનું આપ્યું છે, તેથી અહીં એ રહસ્ય સમજવાનું છે કે સ્ત્રીના દૃષ્ટાન્તથી સ્ત્રીજાતીનો રસ ભાવ અત્ર વિવક્ષિત છે, અને તે રસ અતિગોપ્ય છે તેથી ખુલ્લી રીતે નહિ કહેતાં પ્રિયાપદથી સૂચવ્યો છે. ખેદનો તો બહાર પણ અનુભવ થઈ શકે છે, તેમ બીજાઓ પણ ખેદને જાણી શકે છે તેથી 'ખેદ વાળી' આવું વિશેષણ આપ્યું છે. આ પ્રમાણે અનેક રસ ભાવથી યુક્ત અને ખેદયુક્ત એવું મન આપના દર્શનની ઇચ્છા રાખે છે. કેવલ દર્શન માત્રની ઇચ્છા નથી, કારણ કે દર્શનની ઇચ્છા તો બીજા શ્લોકમાં અર્થ પુરુષાર્થ તરીકે માગી લીધેલું છે તેથી, હે નાથ! પ્રિયાની પેઠે અનેક રસભાવયુક્ત મન આપને જોવા તલપે છે આવો તાત્પર્યાર્થ અહીં સમજવો.

**મન ઉપર 'મારું' શબ્દનો પ્રયોગ ન મુકવાનું વૃત્રનું આંતરિક મર્મ.**

'મારું'—શબ્દનો પ્રયોગ દેહાધ્યાસનો સૂચક હોવાથી દેહાધ્યાસથી જ મુકી શકાય છે. પરન્તુ હમણાં તો વૃત્ર સમજે છે કે આ દેહ રસાનુભવ કરવાને યોગ્ય નથી બલ્કે પ્રતિબન્ધક છે અને તેથી જ વૃત્રને આ દેહમાં અધ્યાસ પણ નથી. તેથી જ આંહી અસ્મત્ શબ્દનો (મારું) આવો પ્રયોગ પણ નથી કર્યો. દૃષ્ટાન્તમાં તો દેહાધ્યાસ દઢ છે તેથી જ (પ્રિયા) આવો દેહાધ્યાસ યુક્તનો પ્રયોગ કર્યો છે, મનનો નહિ. વૃત્રને પણ દેહાધ્યાસ જો હોત તો प्रियेवाहं दिदृक्षे (પ્રિયાની પેઠે હું જોવાની ઇચ્છા રાખું છું.) આ પ્રમાણે પ્રયોગ કરતા કારણ કે તેવો પ્રયોગ કરવાથી દૃષ્ટાન્ત પણ બરોબર યુક્ત થાય છે તે ન કહેતાં (प्रियेव मनः दिदृक्षते) પ્રિયાની પેઠે મન જોવાની ઇચ્છા રાખે છે તેવું કહ્યું તેનું તાત્પર્ય એજ છે કે વૃત્રને દેહનો અધ્યાસ નથી જ.

રસમાર્ગીય કામ રસ દૃષ્ટિથી જ પુરણ કરજો આવું (હે કમલ નેત્ર!) આવા સંબોધનથી[2] પ્રાર્થ્યું છે. ॥ ૩ ॥

---

[1] किं गतेन यदि सा न जीवति जीवति प्रियतमा कथं भवेत् । इत्यवेक्ष्य नवमेघमालिकां न प्रयाति पथिकः स्वमन्दिरम् ॥

[2] સામે કહેલાને નામ દઈને બોલાવવું તે સંબોધન કહેવાય.

તૃતીય શ્લોકમાં પુષ્ટિમાર્ગીય તૃતીય પુરુષાર્થ કામનું નિરુપણ કરી આ ચતુર્થ શ્લોકમાં વૃત્ર પ્રભુ પાસે મોક્ષરૂપી ચતુર્થ પુરુષાર્થની પ્રાર્થના કરે છે. આ શ્લોકમાં પુષ્ટિ-મર્યાદામોક્ષ તથા પુષ્ટિપુષ્ટિમોક્ષ આમ બે પ્રકારના મોક્ષનું નિરુપણ છે, તેથી આ શ્લોકનો અન્વય પણ તે બે રીતિથી જુદો જુદો કર્યો છે.

## પુષ્ટિમર્યાદા પ્રમાણે શ્લોકનો અન્વયાર્થ.

[ હેનાથ ? ] હે સ્વામિન્ ? [ સ્વકર્મભિઃ ] પોતાનાં કર્મોવડે [ સંસારચક્રે ] સંસારરૂ-પીચક્રમાં [ ભ્રમતઃ ] ભ્રમણકરતા [ મમ ] મને [ ઉત્તમશ્લોકજનેષુ ] ભગવદીયોમાં [ સખ્યં ] મૈત્રી [ ભૂયાત્ ] થાઓ [ આત્માત્મજદારગેહેષુ ] દેહ, પુત્ર, સ્ત્રી, અને ઘરમાં [ આસક્તચિત્તસ્ય ] આસક્તચિત્તવાળા [ મમ ] મને [ ઉત્તમશ્લોકજનેષુ ] ભગવદીયોમાં [ સખ્યં ] મૈત્રી [ ન ] મા [ ભૂયાત્ ] થાઓ.

ભાવાર્થ–હે સ્વામિ ! મ્હારાં પોતાનાં જ અનેક જન્મોનાં કર્મોવડે આ સંસારરૂપી ચક્કરમાં ભ્રમણ કરતા મને ભગવદીયોમાં સખ્ય થાઓ, પણ સંપૂર્ણ વિશ્વને મોહ કરનારી આપની માયાવડે દેહ, પુત્ર, સ્ત્રી, અને ઘર વગેરે અહન્તામમતાસ્પદ પદાર્થોમાં આસક્ત-મનવાળા મને ભગવદીયોમાં સખ્ય ન થાઓ. એટલે કે ચિત્રકેતુ અવસ્થામાં પણ ભગવદીય એવા નારદ, અંગિરા સાથે સખ્ય હતું પણ તે સખ્ય તો આ ભગવદીયો મને પુત્ર આપશે આવી પુત્રમાં આસક્તિથી થયું હતું અને તેવા સખ્યથી તો મારે એટલું ફરવું પડ્યું તેથી, હે નાથ ! હવે ચિત્રકેતુ અવસ્થામાં પ્રાપ્ત થયેલું અહન્તામમતાસ્પદ સખ્ય મને ન થાઓ.

## પુષ્ટિપુષ્ટિ પ્રમાણે શ્લોકનો અન્વયાર્થ.

[ હે નાથ ! ] હે સ્વામિ ! [ ત્વન્માયયા ] તમારી લીલોપયોગિની માયાવડે [ આત્માત્મજ-દારગેહેષુ ] દેહ, પુત્ર, સ્ત્રી, અને ઘરમાં [આસક્તચિત્તસ્ય] આસક્તચિત્તવાળા [મમ] મને [ઉત્તમ-શ્લોકજનેષુ] ભગવદ્ભક્તોમાં [સખ્યં] મૈત્રી [ભૂયાત્] થાઓ. [સ્વકર્મભિઃ] પોતાનાં કર્મોવડે [સંસારચક્રે] સંસારના ફેરામાં [ભ્રમતઃ] ભટકતા [મમ] મારુ [ઉત્તમશ્લોકજનેષુ] ભગવદીયોમાં [સખ્યં] સખ્ય [ન] મા [ભૂયાત્] થાઓ.

ભાવાર્થ–હે નાથ ! આપની [1]લીલોપયોગિની માયાવડે દેહ, પુત્ર, સ્ત્રી, અને ઘરમાં

---

૧ લીલોપયોગિની માયા એટલે જે માયાનું પ્રાકટ્ય શ્રીકૃષ્ણચંદ્રપ્રભુની શ્રીવૃન્દાવનમાં રમણેચ્છાથી શ્રીગોકુલમાં થયું અને જે માયા પ્રભુની આધિદૈવિક લીલામાં સ્વીકૃત થયેલા જીવોને જ મોહ કરે તે માયા લીલોપયોગિની કહેવાય.

કૃષ્ણદાસ-શું પ્રભુની આધિદૈવિક લીલામાં વરણ પામેલા જીવને પણ મોહની જરૂર હશે ?

વલ્લભદાસ-હા. જો તેમાં જીવને મોહ ન હોય તો ગોપીકાદિ વ્રજભક્તોની પેઠે લીલામાં માનાદિ ન સંભવે, તેથી લીલાપ્રવિષ્ટ જીવને પણ પ્રભુની માયા મોહ કરે છે. તેથી જ લીલો-પયોગિ જીવોની પ્રભુએ આધિભૌતિક અવિદ્યારૂપ પૂતનાનો નાશ કર્યો અને તામસ પ્રકરણાન્ત-ર્ગત પ્રમેય પ્રકરણમાં ધેનુકાદિ દુષ્ટોનો નિગ્રહ કરી ભક્તોની આધ્યાત્મિક અવિદ્યા દૂર કરી,

આ બધી ચીજો ભગવત્સેવામાં ઉપયોગિ છે આવું સમજી આસક્તિ કરનારા એવા મને ઉત્તમ શ્લોકજન–ભગવદીયોમાં સખ્ય–સખાભાવ થાઓ, પરન્તુ નિજકર્મોવડે સંસારના ફેરામાં ભ્રમણ કરતા મને ભગવદ્દભક્તોમાં સખ્ય ન થાઓ. અર્થાત્ હે નાથ ! મર્યાદામોક્ષ મને ન થાઓ.

હવે આ શ્લોકનું વિવેચન કરતાં શ્રીહરિરાયચરણ આરમ્ભમાં આ પ્રમાણે મંગલાચરણ કરે છે.

> श्रीवल्लभाचार्यपदः स्वीयसर्वार्थसंपदः ।
> प्रणमामि तदुक्तार्थबोधनाय मुहुर्मुहुः ॥ १ ॥

(પોતાના ભક્તોના માટે પુરુષાર્થની સંપત્તિરૂપ શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીના ચરણારવિન્દને આપશ્રીની વાણીના અર્થને સમજવા માટે વારંવાર પ્રણામ કરુ છું).

**વિવેચન**-શ્રી આચાર્યચરણ આ ચતુર્થ શ્લોકમાં મોક્ષનું નિરૂપણ કરે છે. પાછલ ત્રણ શ્લોકોમાં ધર્મ, અર્થ, કામ, આ ત્રણ પુરુષાર્થનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન થઈ ચુક્યું છે તેથી હવે તેનું નિરૂપણ ન કરતાં મોક્ષનું નિરૂપણ કરે છે, બીજા માર્ગોના મોક્ષ કરતાં પુષ્ટિમાર્ગીય મોક્ષ વિલક્ષણ છે. તેથી તેમાં સન્દેહ થાય, એ સન્દેહ દૂર કરવાને આ ચોથા શ્લોકમાં મોક્ષનું નિરૂપણ કરે છે.

## પુષ્ટિમર્યાદામાં મોક્ષ, તથા બંધનું નિરૂપણ.

**કૃષ્ણદાસ**–પુષ્ટિ એટલે શું?

**વલ્લભદાસ**–પુષ્ટિ એટલે પ્રભુનો અનુગ્રહ "पोषणं तदनुग्रहः" પ્રભુની જીવને ફલદાન કરવાની* ઇચ્છા, તે પુષ્ટિ કહેવાય. તે બે પ્રકારની છે કેવલા અને વિશિષ્ટા.† શુદ્ધ અને મિશ્ર. શુદ્ધપુષ્ટિને સાધનની અપેક્ષા નથી, મિશ્રપુષ્ટિને સાધનની અપેક્ષા છે. આનેજ ફલપ્રાપ્તિના ઉપાયરૂપ હોવાથી આપણે માર્ગ પણ કહીએ છીએ. અનુગ્રહ એ ખાસ પ્રભુના ધર્મો પૈકી એક ધર્મ છે. ફલસાધક અનુગ્રહ હોવાથી તેજ માર્ગ છે. આ માર્ગથી મોક્ષનું નિરૂપણ કરાય છે.

**કૃષ્ણદાસ–(૨) પુષ્ટિમર્યાદાના બંધ અને મોક્ષ કરતાં પુષ્ટિપુષ્ટિના બંધ અને મોક્ષ જુદી જાતના હશે વારુ ?**

**વલ્લભદાસ**–હા. જુદા જુદા છે. પુષ્ટિમર્યાદામાં બન્ધ મોક્ષનું સ્વરૂપ કહું છું તે સાંભળો. અહન્તા અને મમતાના સ્થાનરૂપ સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન વિગેરેમાં આસક્તિ

---

પરન્તુ આધિદૈવિક અવિદ્યાનો નાશ ન કરતા લીલોપયોગિની હોવાથી રહેવા દીધી છે તે એમ સૂચવે છે કે લીલાપ્રવિષ્ટ જીવોને પણ મોહની જરૂર છે.

'अविद्या पूतना नष्टा' 'पञ्चधैवानुभावीऽत्र दुष्टनिग्रहरूपवान् ।
आध्यात्मिकीमविद्यां वै दूरीकर्तुं तथाकृतिः ॥ सु० का०

* "पोषणं तदनुग्रहः" इतिवाक्यात् पोषणलीलायाः स्वतन्त्रत्वात् "यस्यानुग्रहमिच्छामि" इतिवाक्यात् अनुग्रहो धर्मान्तर एवेति भक्तिहेतुनिर्णये । अत्र तु दृष्टार त्वं स्वीकृतं श्रीहरिरायचरणे रिति उभयोर्मत मिश्रमिलन प्रविभाति ।

† વિશિષ્ટા એટલે મિશ્રપુષ્ટિ, તે ત્રણ પ્રકારની છે. પુષ્ટિપુષ્ટિ, પુષ્ટિમર્યાદા, પુષ્ટિપ્રવાહ,

રાખવી, અને આસક્તિના સ્થાન શિવાય બાકીના સગાઓમાં સંગ રાખવો એ પુષ્ટિમર્યાદામાં બંધરૂપ છે. આ બંધનનો તથા બંધને ઉત્પન્ન કરનાર અહંતા મમતાનો જે સમૂલનાશ તે પુષ્ટિમર્યાદામાં મોક્ષ છે.

**કૃષ્ણદાસ–હવે પુષ્ટિપુષ્ટિના બંધ અને મોક્ષનું સ્વરૂપ કહો.**

**વલ્લભદાસ**–પુષ્ટિમાર્ગમાં મર્યાદામાર્ગ કરતાં બંધ મોક્ષનાં સ્વરૂપ વિપરીત છે. પુષ્ટિમાર્ગમાં તો આસક્તિના સ્થાનરૂપ પુત્ર ધન ગૃહ વિગેરેમાં ભગવદીયત્વે કરીને–ભગવાનને માટે જ આ સર્વ છે એવી બુદ્ધિથી જો આસક્તિ ન કરવામાં આવે અને ભગવદીયોમાં સંગ ન રાખે તો ખરેખર પુષ્ટિમાર્ગમાં બન્ધ કહેવાય છે. અને પુત્રાદિકમાં ભગવદર્થ ઉપયોગી જાણી–ભગવદીય બુદ્ધિથી–તેમાં આસક્તિ રાખે અને ભગવદીયોમાં સંગ રાખે તે પુષ્ટિમાર્ગીય મોક્ષ છે.

**કૃષ્ણદાસ**–આ તો તદ્દન વિલક્ષણ થયું, જે મર્યાદામાં બન્ધ તે અત્ર ભગવદીય બુદ્ધિથી મોક્ષ. જે મર્યાદામાં મોક્ષ તે અત્ર બંધ.

**કૃષ્ણદાસ**–[૩] પુષ્ટિ તો શુદ્ધ અને મિશ્ર એવા બે પ્રકારની કહી. તો મોક્ષ પણ બે પ્રકારનો સ્પષ્ટ સમજાવો.

**વલ્લભદાસ**–સાંભળો. આ પ્રમાણે છે. ચતુર્થ શ્લોકમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધથી બે પ્રકારના મોક્ષનું નિરૂપણ છે, પુષ્ટિમર્યાદા મોક્ષનું નિરૂપણ પૂર્વાર્ધમાં છે, ઉત્તરાર્ધમાં પુષ્ટિપુષ્ટિમોક્ષનું નિરૂપણ છે.

૧. પોતાના કર્મોવડે સંસાર ચક્રમાં ભ્રમતાં ભગવદીયોનો સંગ કરવો, તે પુષ્ટિમર્યાદા મોક્ષ છે.

૨. ભગવદીયબુદ્ધિથી પુત્રાદિકમાં આસક્તિ અને ભગવદીયોનો સંગ એ પુષ્ટિપુષ્ટિમોક્ષ છે.

જેવા મોક્ષ બે પ્રકારના છે તેમ ઉપાય પણ બે પ્રકારના છે. પુષ્ટિમર્યાદામાં ભગવાન સાધનની અપેક્ષા રાખે છે અને પુષ્ટિપુષ્ટિમાં સાધનની અપેક્ષા નથી.

**કૃષ્ણદાસ**–[૪] વાહ મોક્ષનું સુન્દર સ્વરૂપ સમજાવ્યું. પરન્તુ આપ ભગવદીયોનો સંગ કરવાની જરૂર તો બન્ને પ્રકારના મોક્ષમાં બતાવી ગયા તેથી બન્ને મોક્ષ એક સરખા જ લાગે છે.

**વલ્લભદાસ**–ના. બન્ને પ્રકારના મોક્ષમાં બહુ જ તફાવત છે. હું બન્ધ અને મોક્ષની વ્યવસ્થાથી જે ઉપર તફાવત બતાવી ગયો તે ઉપરાન્ત બીજો મોટો તફાવત છે તે સાંભળો.

પુષ્ટિમર્યાદામોક્ષમાં ભગવાન્ પરોક્ષ રહે છે. અર્થાત્ સાક્ષાત્ દર્શન થતાં નથી, પુષ્ટિપુષ્ટિમોક્ષમાં સાક્ષાત્ દર્શન થાય છે.

**કૃષ્ણદાસ**–સાબીતી શી?

**વલ્લભદાસ**–પુષ્ટિમર્યાદામોક્ષમાં શ્રીશુકદેવજીનુ દૃષ્ટાન્ત આપું છું. ભગવાન્ શાસ્ત્રાર્થરૂપ છે, એવું જાણી શાસ્ત્રાર્થ કરનાર શ્રી શુકદેવજીના સખ્યમાં આ વાત સ્પષ્ટ થઈ છે. શ્રીશુકદેવજીના વચનો પણ આ વાતની સાક્ષી પૂરે છે. શ્રીમદ્‌ભાગવતમાં શ્રીશુકદેવજી શ્રીકૃષ્ણની લીલાનું વર્ણન કરતાં કહે છે કે–

આ બધી ચીજો ભગવત્સેવામાં ઉપયોગિ છે આવું સમજી આસક્તિ કરનારા એવા મને ઉત્તમ શ્લોકજન–ભગવદીયોમાં સખ્ય–સખાભાવ થાઓ, પરન્તુ નિજકર્મોવડે સંસારના ફેરામાં ભ્રમણ કરતા મને ભગવદ્ભક્તોમાં સખ્ય ન થાઓ. અર્થાત્ હે નાથ! મર્યાદામોક્ષ મને ન થાઓ.

હવે આ શ્લોકનું વિવેચન કરતાં શ્રીહરિરાયચરણ આરમ્ભમાં આ પ્રમાણે મંગલાચરણ કરે છે.

श्रीवल्लभाचार्यपदः स्वीयसर्वार्थसंपदः ।
प्रणमामि तदुक्तार्थबोधनाय मुहुर्मुहुः ॥ १ ॥

(પોતાના ભક્તોના ચારે પુરુષાર્થની સંપત્તિરૂપ શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીના ચરણારવિન્દને આપશ્રીની વાણીના અર્થને સમજવા માટે વારંવાર પ્રણામ કરુ છું).

**વિવેચન**- શ્રી આચાર્યચરણ આ ચતુર્થ શ્લોકમાં મોક્ષનું નિરૂપણ કરે છે. પાછલ ત્રણ શ્લોકોમાં ધર્મ, અર્થ, કામ, આ ત્રણ પુરુષાર્થનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન થઈ ચુક્યું છે તેથી હવે તેનું નિરૂપણ ન કરતાં મોક્ષનું નિરૂપણ કરે છે, બીજા માર્ગોના મોક્ષ કરતાં પુષ્ટિમાર્ગીય મોક્ષ વિલક્ષણ છે. તેથી તેમાં સન્દેહ થાય, એ સન્દેહ દૂર કરવાને આ ચોથા શ્લોકમાં મોક્ષનું નિરૂપણ કરે છે.

## પુષ્ટિમર્યાદામાં મોક્ષ, તથા બંધનું નિરૂપણ.

**કૃષ્ણદાસ**–પુષ્ટિ એટલે શું?

**વલ્લભદાસ**–પુષ્ટિ એટલે પ્રભુનો અનુગ્રહ "पोषणं तदनुग्रहः" પ્રભુની જીવને ફલદાન કરવાની* ઇચ્છા, તે પુષ્ટિ કહેવાય. તે બે પ્રકારની છે કેવલા અને વિશિષ્ટા.† શુદ્ધ અને મિશ્ર. શુદ્ધપુષ્ટિને સાધનની અપેક્ષા નથી, મિશ્રપુષ્ટિને સાધનની અપેક્ષા છે. આને જ ફલપ્રાપ્તિના ઉપાયરૂપ હોવાથી આપણે માર્ગ પણ કહીએ છીએ. અનુગ્રહ એ ખાસ પ્રભુના ધર્મો પૈકી એક ધર્મ છે. ફલસાધક અનુગ્રહ હોવાથી તે જ માર્ગ છે. આ માર્ગથી મોક્ષનું નિરૂપણ કરાય છે.

**કૃષ્ણદાસ–(૨) પુષ્ટિમર્યાદાના બંધ અને મોક્ષ કરતાં પુષ્ટિપુષ્ટિના બંધ અને મોક્ષ જુદી જાતના હશે વારુ?**

**વલ્લભદાસ**–હા. જુદા જુદા છે. પુષ્ટિમર્યાદામાં બન્ધ મોક્ષનું સ્વરૂપ કહું છું તે સાંભળો. અહન્તા અને મમતાના સ્થાનરૂપ સ્ત્રી, પુત્ર, ગૃહ, ધન વિગેરેમાં આસક્તિ

---

પરન્તુ આધિદૈવિક અવિદ્યાનો નાશ ન કરતા લીલોપયોગિની હોવાથી રહેવા દીધી છે તે એમ સૂચવે [illegible] કે લીલાપ્રવિષ્ટ જીવોને પણ મોહની જરૂર છે.

'अविद्या पूतना नष्टा'    'पञ्चधेदानुभावीऽत्र दुष्टनिग्रहरूपवान् ।
आध्यात्मिकीमविद्यां वै दूरीकर्तुं तथाकृतिः ॥    सु० का०

* "पोषणं तदनुग्रह" इतिवाक्यात् पोषणलीलायाः स्वनन्यत्वात् "यस्यानुग्रहमिच्छामि" इतिवाक्याच अनुग्रहो धर्मान्तर एवेति मतिहेतुनिर्णये । अत्र तु इच्छारूपत्वं स्वीकृतं श्रीहरिरायचरणै रिति उभयोर्मतं भिन्नभिन्नत्र प्रतिभाति ।

† વિશિષ્ટા એટલે મિશ્રપુષ્ટિ, તે ત્રણ પ્રકારની છે. પુષ્ટિપુષ્ટિ, પુષ્ટિમર્યાદા, પુષ્ટિપ્રવાહ,

રાખવી, અને આસક્તિના સ્થાન શિવાય બાકીના સગાઓમાં સંગ રાખવો એ પુષ્ટિમર્યાદામાં બંધરૂપ છે. આ બંધનનો તથા બંધને ઉત્પન્ન કરનાર અહંતા મમતાનો જે સમૂલનાશ તે પુષ્ટિમર્યાદામાં મોક્ષ છે.

**કૃષ્ણદાસ–હવે પુષ્ટિપુષ્ટિના બંધ અને મોક્ષનું સ્વરૂપ કહો.**

**વલ્લભદાસ**–પુષ્ટિમાર્ગમાં મર્યાદામાર્ગ કરતાં બંધ મોક્ષનાં સ્વરૂપ વિપરીત છે. પુષ્ટિમાર્ગમાં તો આસક્તિના સ્થાનરૂપ પુત્ર ધન ગૃહ વિગેરેમાં ભગવદીયત્વે કરીને–ભગવાનને માટે જ આ સર્વ છે એવી બુદ્ધિથી જો આસક્તિ ન કરવામાં આવે અને ભગવદીયોમાં સંગ ન રાખે તો ખરેખર પુષ્ટિમાર્ગમાં બન્ધ કહેવાય છે. અને પુત્રાદિકમાં ભગવદર્થ ઉપયોગી જાણી–ભગવદીય બુદ્ધિથી–તેમાં આસક્તિ રાખે અને ભગવદીયોમાં સંગ રાખે તે પુષ્ટિમાર્ગીય મોક્ષ છે.

**કૃષ્ણદાસ**–આ તો તદ્દન વિલક્ષણ થયું, જે મર્યાદામાં બન્ધ તે અત્ર ભગવદીય બુદ્ધિથી મોક્ષ. જે મર્યાદામાં મોક્ષ તે અત્ર બંધ.

**કૃષ્ણદાસ**–[૩] પુષ્ટિ તો શુદ્ધ અને મિશ્ર એવા બે પ્રકારની કહી. તો મોક્ષ પણ બે પ્રકારનો સ્પષ્ટ સમજાવો.

**વલ્લભદાસ**–સાંભળો. આ પ્રમાણે છે. ચતુર્થ શ્લોકમાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધથી બે પ્રકારના મોક્ષનું નિરૂપણ છે; પુષ્ટિમર્યાદા મોક્ષનું નિરૂપણ પૂર્વાર્ધમાં છે, ઉત્તરાર્ધમાં પુષ્ટિપુષ્ટિમોક્ષનું નિરૂપણ છે.

૧. પોતાના કર્મોવડે સંસાર ચક્રમાં ભ્રમતાં ભગવદીયોનો સંગ કરવો, તે પુષ્ટિમર્યાદા મોક્ષ છે.

૨. ભગવદીયબુદ્ધિથી પુત્રાદિકમાં આસક્તિ અને ભગવદીયોનો સંગ એ પુષ્ટિપુષ્ટિમોક્ષ છે.

જેવા મોક્ષ બે પ્રકારના છે તેમ ઉપાય પણ બે પ્રકારના છે. પુષ્ટિમર્યાદામાં ભગવાન સાધનની અપેક્ષા રાખે છે અને પુષ્ટિપુષ્ટિમાં સાધનની અપેક્ષા નથી.

**કૃષ્ણદાસ**–[૪] વાહ મોક્ષનું સુન્દર સ્વરૂપ સમજાવ્યું. પરન્તુ આપ ભગવદીયોનો સંગ કરવાની જરૂર તો બન્ને પ્રકારના મોક્ષમાં બતાવી ગયા તેથી બન્ને મોક્ષ એક સરખા જ લાગે છે.

**વલ્લભદાસ**–ના. બન્ને પ્રકારના મોક્ષમાં બહુ જ તફાવત છે. હું બન્ધ અને મોક્ષની વ્યવસ્થાથી જે ઉપર તફાવત બતાવી ગયો તે ઉપરાન્ત બીજો મોટો તફાવત છે તે સાંભળો.

પુષ્ટિમર્યાદામોક્ષમાં ભગવાન્ પરોક્ષ રહે છે. અર્થાત્ સાક્ષાત્ દર્શન થતાં નથી, પુષ્ટિપુષ્ટિમોક્ષમાં સાક્ષાત્ દર્શન થાય છે.

**કૃષ્ણદાસ**–સાબીતી શી?

**વલ્લભદાસ**–પુષ્ટિમર્યાદામોક્ષમાં શ્રીશુકદેવજીનું દૃષ્ટાન્ત આપું છું. ભગવાન્ શાસ્ત્રાર્થરૂપ છે, એવું જાણી શાસ્ત્રાર્થ કરનાર શ્રી શુકદેવજીના સખ્યમાં આ વાત સ્પષ્ટ થઈ છે. શ્રીશુકદેવજીના વચનો પણ આ વાતની સાક્ષી પૂરે છે. શ્રીમદ્ભાગવતમાં શ્રીશુકદેવજી શ્રીકૃષ્ણની લીલાનું વર્ણન કરતાં કહે છે કે–

**तावन्नन्दादयो गोपा मथुराया व्रजङ्गताः । भा० १०-६-३१,**

પૂતનાનો આકાશમાંથી પાત થયો, મહાન્ ખળભળાટ મચી ગયો, બધા ગોપો ભેગા થઇ ગયા, ગોપીઓ શ્રીકૃષ્ણચન્દ્રની રક્ષા કરવા લાગ્યાં, ડાકિની શાકિનીથી રક્ષા કરી, શ્રીકૃષ્ણચન્દ્રને સ્તનપાન કરાવી પલનામાં શયન કરાવ્યું, **તેટલાકમાં નન્દાદિ ગોપો મથુરામાં કંસને કર આપવા ગયા હતા ત્યાંથી વ્રજમાં ગયા.** "મથુરાથી વ્રજમાં ગયા" એ પરોક્ષ વાત થઈ, શુકદેવજીનું હૃદય મથુરામાં છે, તેથી તેમને ભગવાન્ પ્રત્યક્ષ નથી, એ સ્પષ્ટ થયું.

હવે પુષ્ટિપુષ્ટિમાં હું ગોપીજનોનું દૃષ્ટાન્ત આપું છું, આપણી પ્રત્યક્ષ વસ્તુને આપણે આ શબ્દ વાપરી શકીએ, પ્રત્યક્ષમાં 'આ વસ્તુ' પરોક્ષમાં 'તે વસ્તુ' એમ આપણે બોલીએ છીએ, ગોપીજનોને ભગવાન્ પ્રત્યક્ષ હતા, તેમના નેત્ર આગળ શ્રીકૃષ્ણચન્દ્રનું વેણુનાદ કરતું સ્વરૂપ પ્રત્યક્ષ હતું. તેથી ગોપીજનો કહે છે કે-

"नन्दसूनुरयमार्तजनानां नर्मदो यर्हि कूजितवेणुः" भा० १०-३५-४

વેણુનાદ કરનાર, દુઃખીજનોને સુખી કરનાર, **આ** નન્દપુત્ર. ગોપીજનોનું વર્ણન પ્રત્યક્ષ પ્રભુ બિરાજતા હોય એવું જ થયું. હવે સ્પષ્ટ થયું કે મર્યાદામાં પરોક્ષ અને પુષ્ટિમાં પ્રત્યક્ષ પ્રભુ બિરાજે છે, એ મહાન્ ભેદ ભુલાવવો ન જોઇએ.

વૃત્રાસુરને પણ પ્રભુ પ્રત્યક્ષ જ છે. કારણ કે વૃત્રાસુર પણ ગોપીજનોની માફક "त्वन्मायया" **તમારી માયાવડે** મને આસક્તિ થાઓ, એમ **તમારી** શબ્દથી પ્રભુ સાથે પ્રત્યક્ષ વાતચિત કરે છે.

**કૃષ્ણદાસ**-[૫] તમે કહી ગયા કે પુષ્ટિમર્યાદામાં ભગવાન્ સાક્ષાત્ નથી, એટલે પરોક્ષ બિરાજે છે. અને પુષ્ટિપુષ્ટિમાં ભગવાન્ સાક્ષાત્ છે, પ્રત્યક્ષ દર્શન થાય છે. એ વાત હું બરોબર સમજ્યો, પરન્તુ મને એક શંકા ઉદ્ભવી છે તે પુછવાની રજા લઉં છું.

"ભગવાન્ પરોક્ષ બિરાજતા હોય તો ભગવદ્ભકતોના સખ્યની અપેક્ષા પણ ભગવાન્ પ્રત્યક્ષ થયા પછી ભગવદીયના સખ્યની શી અપેક્ષા ?

**વલ્લભદાસ**-તમારી શંકા વિવેચનથી સમજાવો.

**કૃષ્ણદાસ**-મારી શંકા એ છે કે-ભગવાન્ શાસ્ત્રના અર્થરૂપ છે, સર્વ શાસ્ત્ર ભગવાનનું જ પ્રતિપાદન-ગુણગાન કરે છે. [1]"સર્વ વેદોથી વેદ્ય હું જ છું" એવી ભગવાન્‌ની આજ્ઞા છે. "હું ઉપનિષત્ પ્રતિપાદ્ય બ્રહ્મને પુછું છું." "સર્વ વેદાન્તથી પ્રત્યય-જ્ઞાન-જેનું થાય છે એવું બ્રહ્મ છે." આ સર્વપ્રમાણોથી એમ સિદ્ધ થયું કે ભગવાન્ શાસ્ત્રના અર્થરૂપ છે.

આ શાસ્ત્રાર્થરૂપ ભગવાન્ પ્રત્યક્ષ ના થયા હોય તેથી તેમની પ્રાપ્તિ થવા માટે અથવા ભગવાનનું યથાર્થ જ્ઞાન થવા માટે ભક્તના સખ્યની જરૂર છે, કારણ કે ભગવદીયો શાસ્ત્રપ્રમાણે ભગવાનના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે સમજાવે છે, તેથી પરોક્ષ ભગવાનને પ્રત્યક્ષ

---

૧ "वेदैश्च सर्वैरहमेव वेद्यः" । "तं त्वौपनिषदं पुरुषं पृच्छामि" । "सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात्" (૩-૩-૧. બ્ર० સૂ०)

કરવાના ઉપાયોમાં ભગવદીયોનો સંગ ગુણગાન કરવા ઘણો જ ઉપયોગી છે, તે હું કબુલ કરું છું. પરન્તુ ભગવાન્ પ્રત્યક્ષ થયા પછી ભક્તના વચનોથી ભગવાનના સ્વરૂપને સમજવાની જરૂર રહેતી નથી, ભગવાન્ પ્રત્યક્ષ થયા ભગવાનનો પ્રત્યક્ષ અનુભવ કર્યો પછી ભક્ત વચનોની કે ભકતોનો સંગ કરવા જવાની શી જરૂર છે? મારા ધારવા પ્રમાણે વૃત્રાસુરને પણ ભગવાન્ પ્રત્યક્ષ થયા છે, પછી ભગવદીયોના સંગ સખ્ય–માગવાની તેને પણ જરૂર નથી, છતાં સખ્ય કેમ તેણે માગ્યું?

**વલ્લભદાસ**–હું તમારો પ્રશ્ન સમજ્યો, કે ગુણગાન સાંભળવા કે ભગવત્સ્વરૂપનું જ્ઞાન થવા ભક્તના સખ્યની જરૂર પણ ભગવાન્ પ્રત્યક્ષ થયા પછી સખ્યની શી જરૂર? એ પ્રશ્નનો સાર છે. હું હવે તેનું ઉત્તર આપુ છું. ભાઈ કૃષ્ણદાસ? ભગવાનને ભકતો બહુ વહાલા હોય છે. ભક્તને જેમ પ્રભુની અપેક્ષા છે તેમ પ્રભુને ભક્તની પણ અપેક્ષા છે. ભકતોને પ્રભુ પ્રત્યક્ષ થયા હોય એવા ભકતોની જ અપેક્ષા છે. વાહ પ્રભુ કેવા દયાળુ છે? પ્રભુ ભક્તદ્વારા જ ભક્તને ફલ અપાવે છે. માટે ભગવાન્ પ્રત્યક્ષ બિરાજતા હોય તો પણ ભક્તના સખ્યની જરૂર છે. ભગવાન્ ભક્ત વિના ઓળખી શકાય જ નહિ, ભગવદીયો જ ભગવાનને ઓળખાવે. તેથી ભક્ત જે શાસ્ત્રના અર્થરૂપ ભગવાનનું પ્રતિપાદન કરે છે તે જ ખરું, તેથી ભગવાન્ શાસ્ત્રના અર્થરૂપ છે એમાં જરા પણ આઘાત ન થયો, અને પ્રત્યક્ષમાં પણ ભગવદ્ભકતોના સખ્યની અપેક્ષા છે એ સિદ્ધ થયું. મૂળ શ્લોકમાં ઉત્તમશ્લોક–ભગવાન્ અને તેમના જન–ભગવદીયો–આ બન્ને એક જ છે એવું સમજાવવાને "ઉત્તમશ્લોક-જન" એવું આખુ પદ મુકેલું છે. માટે ભગવદીયોના સખ્યની જરૂર બન્ને મોક્ષમાં છે.

**કૃષ્ણદાસ**–(૧) વાહ ભક્તના સખ્યની મ્હોટાઈ હું આજ સમજ્યો. પરન્તુ ભાઈ? ફલરૂપ ભગવાન્ પ્રત્યક્ષ બિરાજતા હોય ત્યારે ગુણગાનના સાધનરૂપ ભકતોનું સખ્ય કેવી રીતે ઉપયોગમાં લે છે? અને ભગવાન્ પ્રત્યક્ષ બિરાજ્યા પછી આ શાસ્ત્રના અર્થરૂપ ભગવાન્ છે. એવું ભાન શી રીતે થાય? તે જરા સમજાવશો.

**વલ્લભદાસ**–સાંભળો. ભગવાન્ પ્રત્યક્ષ હો વા ન હો, તો પણ બન્ને અવસ્થામાં ભગવદીયો ભેગા થઇ ભગવાનના પરાક્રમોને–પ્રેમથી ગાય છે, આજ ફલ છે, આને માટે તૃતીયસ્કન્ધના પચીશમા અધ્યાયનો શ્લોક કહું છું.

> नैकात्मतां मे स्पृहयन्ति केचिन्‌ मत्पादसेवाभिरता मदीहाः ।
> येऽन्योन्यतो भागवताः प्रसज्य सभाजयन्ते मम पौरुषाणि ॥

"મારી સેવામાં પ્રીતિવાલા અને જ ચાહનારા મારા કેટલાક ભકતો મારામાં લય નામના મોક્ષની ઈચ્છા પણ રાખતા નથી, કે જે ભગવદીયો સામાસામી ભેગા મળી મારા ગુણગાનને જોરથી ગાય છે."

ગોપીજનોએ પણ ભેગા મળી ગુણગાન ગાતાં કહ્યું છે કે—

विषजलाप्ययाद्व्यालराक्षसाद्वर्षमारुताद्वैद्युतानलात् ।

"હે પ્રભો ? આપે વિષજલમાંથી બચાવ્યાં, વ્યાલ રાક્ષસથી બચાવ્યાં, વિગેરે અનેક દુ:ખમાંથી બચાવ્યાં." આવી રીતે ભક્તોના સખ્યનો ઉપયોગ થાય છે, ભગવદીયો ભેગા મળી ગુણગાન કરે, એ જ પરમફલરૂપ છે. જ્યાં ગુણગાન થતાં હોય ત્યાં જ પ્રભુ પ્રકટ બિરાજે છે, ભગવાન્‌ના સ્વરૂપનો અનુભવ ભગવદીયોને જ હોય છે. ભગવદીયો આપણુને ભગવાન્‌ના સ્વરૂપનો અનુભવ કરાવે છે. તેથી આપણુને જે અનુભવ થાય છે તે ભગવદીયોને અધીન છે. ભગવદીયોના અનુભવથી જ આપણુને ભગવત્‌સ્વરૂપનો અનુભવ થાય છે, [1]એ જ ફલરૂપ છે. ભગવાન્ પ્રકટ હોય તો પણ ઉપર કહ્યા મુજબ ભગવદીયોના સખ્યનો ઉપયોગ કરવો જ પડે છે; તેથી ભગવદીયોનાં વચનોથી ભગવાન્ શાસ્ત્રાર્થરૂપ છે. એ પણ સિદ્ધ થયું.

**કૃષ્ણદાસ**–[૭] ભક્તોની જ્યારે એટલી ઉચ્ચ કક્ષા છે કે જેની સાથે–જેના મંડળમાં બેસી પ્રભુના ગુણગાન કરવામાં પ્રભુનો સાક્ષાત્કાર પણ એક અંગ છે એટલે સહાયક છે તો પછી તેવા મહાન્ ભક્તોનું તો વૃત્રે દાસ્ય જ પ્રાર્થવું ઉચિત હતુ સામ્યસંપાદક–બરોબરી કરનારુ–સખ્ય કેમ માગ્યું ?

**વલ્લભદાસ**–જો કે તેવા મહાનુભાવ ભક્તોનું દાસ્ય જ માગવું એ જ યોગ્ય ગણાય. તો પણ એકાદશસ્કન્ધના ઓગણીશમા અધ્યાયમાં પ્રભુ ઉદ્ધવના પ્રતિ આજ્ઞા કરે છે કે–હે ઉદ્ધવ ! 'मद्भक्तपूजाभ्यधिका' મ્હારા ભક્તોની પૂજા મ્હારા કરતાં વિશેષ કરવી, કારણ કે ભગવાન્‌ને પોતાના ભક્તોમાં વિશેષ પ્રીતિ રહે છે બીજાં પણ તેના આગળના શ્લોકોમાં ભક્તિ થવાનાં સાધન ઉપદેશ્યાં છે તેમાં શ્રવણથી આરમ્ભીને દાસ્ય સુધીની ભક્તિને સાધનરૂપ કહેતાં સખ્યને ફળરૂપ ગણ્યું છે તેથી, તથા આ પ્રકરણ પણ ફલનું–મોક્ષનું છે તેથી પણ વૃત્રે તેવા ભગવદીયોનું દાસ્ય ન યાચતાં સખ્ય પ્રાર્થ્યુ છે.

**કૃષ્ણદાસ**–[૮] આ શ્લોકમાં રહેલા [मम] મ્હારું उत्तमश्लोकजनेषु ભગવદીયોમાં (સખ્ય થાઓ) આવા ષષ્ઠી તથા સપ્તમીવિભક્તિના પ્રયોગથી એમ સમજાય છે કે–વૃત્રે પોતામાં રહેલું જે સખ્ય તે ભગવદીયવિષયક થાઓ. અર્થાત્ વૃત્રે ભગવદીયોને પોતાના સખા સમજવાની પ્રાર્થના પ્રભુ પાસે કરી છે, પરન્તુ તેવી પ્રાર્થના કરવી તે તો અયુક્ત ગણાય, કારણ કે વૃત્ર તો ભગવદીયોને પોતાના સખા સમજે જ તેમાં વળી પ્રાર્થનાની શી જરૂર ? પ્રાર્થનાનું સ્વરૂપ આવું થવું જોઈએ કે હે પ્રભુ ! તે ભગવદીયો મને પોતાનો સખા–મિત્ર સમજે–પોતાના મંડળમાં આપના ગુણનું સભાજન કરવા યોગ્ય સમજે.

**વલ્લભદાસ**–આપની શંકા યોગ્ય છે તો પણ તેનું ગૂઢ રહસ્ય તમોને કહું છું તે સાંભળો. આંહી વૃત્રે માગેલું સખ્ય, ભક્તિમાર્ગીય મોક્ષ છે તેથી તે મોક્ષરૂપ સખ્ય એક પ્રભુ શિવાય બીજા કોઈને અધીન ન હોઈ શકે, હવે આંહી જો વૃત્ર એમ માગે કે 'ભગવદીયો

[1] તેથી જ આપણુને જે ભગવાનના સ્વરૂપનો અનુભવ થાય છે તે ભગવદીયો સાથે ગુણગાનના શેષરૂપ કહેવાય.

મને પોતાનો મિત્ર સમજે' તો તે સખ્ય, ભગવદીયોને અધીન થયું તેથી ભગવદીયોની અનુકૂલતા પ્રમાણે વૃત્રને વર્તવું જોઇએ નહિતર સખ્ય[1] નભી શકે નહિ અને તેઓની અનુકૂલતા પ્રમાણે વર્તવામાં વૃત્રને પરાધીનતા આવે અને પરાધીનતામાં વૃત્રને મુક્ત ન કહી શકાય કારણ કે જેનો મોક્ષ થયો તેનું પારતન્ત્ર્ય ન સંભવે.

**કૃષ્ણદાસ**–ત્યારે વૃત્રે પ્રભુ પાસે એવી પ્રાર્થના કરવી જોઇએ કે હે નાથ ? ભક્તોમાં રહેલો જે સખ્યરૂપ ધર્મ તે મ્હારે અધીન થાઓ એટલે કે તેનું સખ્ય મારે અધીન રહે ?

**વલ્લભદાસ**–તેવી પ્રાર્થનામાં પણ સખ્ય રૂપ મોક્ષને તો પારતન્ત્ર્ય પરતન્ત્રતા જ આવે છે કારણ કે તેવી પ્રાર્થનામાં વૃત્રની અનુકૂલ ભક્તોને રહેવું પડે છે, તેથી સખ્યરૂપ મોક્ષને પારતન્ત્ર્ય–પરતન્ત્રતા–કોઇ પણ રીતે ન આવે તેવી પ્રાર્થના વૃત્ર આંહી આવા શબ્દોથી કરે છે કે–હે નાથ ? જેમ ભગવદીયોમાં રહેલો જે સર્વ પ્રાણી ઉપરનો સખ્યરુપ ધર્મ તે મારા વિષયક પણ છે એટલે કે તે ભગવદીયો જેમ પ્રાણી માત્રને પોતાના સખા સમજે છે તેમ મને પણ પોતાનો મિત્ર સમજે છે તેમ હું પણ તે ભગવદીયોની પેઠે સ્વતન્ત્ર રીતિથી તે ભગવદીઓને મ્હારા મિત્ર સમજું. તેથી આ વાત પણ સાથે જ સિદ્ધ થઇ રહે છે કે–ભક્તિમાર્ગીય મોક્ષ પ્રભુ આપે તો જ મળે પણ સાધનથી સાધ્ય–મળે તેવો નથી.

**કૃષ્ણદાસ**–તમોએ ભગવદીયોના સખ્યને મોક્ષ બતાવ્યો પણ પહેલાં એવું સિદ્ધ થયું છે કે પુષ્ટિમર્યાદા તથા પુષ્ટિપુષ્ટિમાં પ્રભુનાં ચરિત્રોનું [2]સભાજન કરવું તેજ ફલ છે, પણ તે ફલ તો ભગવદીયોનું સખ્ય પ્રાપ્ત થતાં જો પરતન્ત્રતા પ્રાપ્ત થઇને પ્રભુના ચરિત્રોનું શ્રવણ કરવાનુ જ મળે તો સભાજન કરવાનું ન બને અને ગુણ સભાજન કરવું એ તો ફલ છે તે તો ભગવદીયોના સખ્ય પ્રાપ્ત થતાં બનતું નથી તેથી તેવું સખ્ય, મુખ્ય ફલરુપ ગુણસભાજનને અટકાવનારુ હોવાથી મોક્ષરૂપ ન કહી શકાય કારણ કે જેમાં પ્રભુનાં ગુણોનું સભાજન થઇ શકતું હોય તેવા સખ્યને જ મોક્ષ કહેવાય ?

**વલ્લભદાસ**–ભગવદીયોના સખ્યને મોક્ષ કહેવામાં કોઇ બાધ આવતો નથી કારણ કે તેઓની સાથે વૃત્રનું સખ્ય થતાં તે ભક્તો ઘણા છે તેથી કોઇ એક વક્તા થાય ત્યારે બીજા શ્રવણ કરે તેમ વૃત્ર પણ કોઇ વખતે ગુણોનું સભાજન કરે ત્યારે બીજા શ્રોતા બની સાંભળે તેથી જેમ સત્રનામક યાગવિશેષમાં ઘણા યજમાનો હોવાથી કોઇ એક કાર્ય સિદ્ધ કરે બીજો બીજું કર્મ સિદ્ધ કરે તેમાં કોઇને સ્વતન્ત્રતા કે કોઇને અસ્વતન્ત્રતા પ્રાપ્ત થતી નથી તેમ આંહી ગુણસભાજનમાં પણ સમજવું.

**કૃષ્ણદાસ**–શ્લોકમાં उत्तमश्लोकजनेषु ( ભગવદ્ભક્તોમાં ) આવું બહુવચન વાપર્યું તેનું તાત્પર્ય શું હશે ?

---

૧ લોકમાં પણ એવી રીત છે કે જેની સાથે સખ્ય થયુ હોય તેની અનુકૂલ વર્તવુ જોઇએ નહિંતર સખ્ય નભી ન શકે.

૨ પ્રભુનાં સ્વરૂપ ગુણ ચરિત્ર વગેરેને સમજી તેને વખાણવું તે સભાજન કહેવાય છે.

**વલ્લભદાસ**–એક તાત્પર્ય તો પહેલાં કહેવાયું છે કે તે ભગવદીયોની સંખ્યા અધિક હોય તો વૃત્રને પણ ગુણસભાજન કરવાનો સમય મળે. બીજું એ છે કે ભગવદીયોના સખ્યને મોક્ષ કહ્યો છે તેથી તેમાં કદી પણ વિચ્છેદ ન પડવો જોઇએ તેથી એક ભગવદીયનું તિરોધાન થાય તોપણ બીજાઓનું સખ્ય તો છે જ તેથી સખ્યમાં વચ્ચે ત્રુટિ ન આવી તેવું સમજાવવા આંહી 'ભગવદીયોમાં' આવું બહુવચન વાપર્યું છે.

**કૃષ્ણદાસ**–વૃત્રને તો તેવા ભક્તોની સાથે દીનતા જ રાખવી જોઇએ કારણ કે સર્વતન્ત્ર સ્વતન્ત્ર ઈશ્વર ઉપર સ્વતન્ત્રતા દેખાડવી તે જેવી દોષયુક્ત છે તેવી જ તેના ભક્તો ઉપરની સ્વતન્ત્રતા પણ વૃત્રને દોષ કરનારી થશે ?

**વલ્લભદાસ**–તે પણ ભગવાનના જન છે. એટલે કે જન્મ લેવો, તિરોધાન થવું, વગેરે ધર્મો તેને પણ લાગેલા છે અને તેઓ પ્રભુને અધીન છે. તેથી તેવા ભક્તો ઉપર ગુણસભાજનાર્થે પ્રાપ્ત થતું સ્વાતન્ત્ર્ય વૃત્રને દૂષિત કરનારું ન કહેવાય કારણ કે વૃત્ર પણ તેઓની બરોબર ધર્મવાળો છે. એટલે કે જનન, તિરોધાન, ભક્તત્વ વગેરે ધર્મવાળો છે.

**કૃષ્ણદાસ**–તમોએ ભગવદીયોના સખ્યને મોક્ષ કહ્યો પણ તેવા ભગવદીયો તો દુર્લભ છે તેથી તેવાઓની સાથે સખ્યની સંભાવના પણ કેમ કરી શકાય ?

**વલ્લભદાસ**–અહન્તામમતારૂપ આ સંસાર એકપ્રકારનું ચક્ર છે તેથી ચક્રમાં પડેલો જેમ એક ઠેકાણે ન સ્થિર થઇ શકે પણ ભમ્યા જ કરે તેમ સંસારચક્રમાં પડેલો પણ જ્યાં ત્યાં ભમ્યા જ કરશે કારણ કે અહન્તા, મમતા, ક્ષણ ક્ષણમાં બદલાય છે અને તે જ સંસાર છે તેથી ભ્રમણ કરતાં કરતાં જ તેવા ભગવદીયોનું સખ્ય પણ વિના કલેશે પ્રાપ્ત થવા સંભવ છે જ.

**કૃષ્ણદાસ**–તોપણ ભગવદીયોનું સખ્ય વિના સાધને થઇ જાય તે કંઇ સમજમાં આવતું નથી કારણ કે તેઓનું સખ્ય સંસારથી[1] અપવર્ગ–મોક્ષ કરાવનારું છે આવું વાક્ય શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધના એકાવનમા અધ્યાયમાં મળે છે તેથી આ વાત સ્પષ્ટ સમજાવો ?

**વલ્લભદાસ**–પુષ્ટિમાર્ગ–કૃપામાર્ગમાં સાધનની બહુ શોધ કરવાની જરૂર નથી કારણ આ માર્ગમાં તો બધું શ્રીપ્રભુની કૃપાથી જ સિદ્ધ થાય છે તેમ આંહી પણ ભગવદીયોની કૃપાથી જ તેઓનું સખ્ય વૃત્રને સિદ્ધ થશે તેઓ અત્યન્ત કૃપાલુ હોય છે તેથી પોતાનાં કર્મવડે સંસારમાં ભટકતા જીવો ઉપર તે કૃપાયુક્ત બની પોતાનું સખ્ય સિદ્ધ કરાવેછે. તેથી ભક્તિમાર્ગનો કોઇ પણ અંશ સાધન સાધ્ય–સાધનથી મળે તેવો નથી આ વાત સ્પષ્ટ થાય છે.

**કૃષ્ણદાસ**–વૃત્ર સમજે છે કે ભક્તિમાર્ગીય કોઇ પણ ફલ સાધનથી મળે તેવું નથી છતાં પ્રભુ પાસે સખ્યરૂપ મોક્ષની પ્રાર્થના શા માટે કરી હશે ?

**વલ્લભદાસ**–આંહી વૃત્રે પ્રભુ પાસે ફલની પ્રાર્થના કરી જ નથી પણ પોતાને અનેક યોગ્ય અયોગ્ય દેહ ધારણ કરવા પડ્યા છે તેથી કંટાળી તેવા દેહો ન ધારણ કરવા પડે તેવી પ્રાર્થના પ્રભુ પાસે કરી છે ફળ માટે નહિ.

---

1 भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत सत्समागमः ।

**કૃષ્ણદાસ**–ભક્તિમાર્ગીય વૃત્રે સંસાર ચક્રમાં ભટકવાના કારણરૂપે પોતાના કર્મોને શા માટે કહ્યાં હશે? ભગવદીયને તો સુખ દુઃખ બધું પ્રભુ ઇચ્છાથી જ થાય છે તો પ્રભુનું નામ લેવું યુક્ત હતું?

**વલ્લભદાસ**–વૃત્ર ભક્તિમાર્ગીય છે તેથી પોતાના સંસારચક્રમાં ભમવારૂપી દુઃખમાં પોતાના સ્વામિને કારણપણું આપવું એ અયુક્ત કહેવાય તેથી દુઃખના કારણ તરીકે કર્મોને જ બતાવ્યાં છે.

**કૃષ્ણદાસ**–ત્યારે તેવાં સંસારમાં ભમાવનારાં કર્મોનો ત્યાગ કરવો જોઈએ.

**વલ્લભદાસ**–પોતાનાં કરેલાં કર્મો પોતાને અવશ્ય ભોગવવાનાં હોય છે તેથી તેનો ભોગ કર્યા શિવાય ત્યાગ થઇ શકતો નથી.

**કૃષ્ણદાસ**–કર્મો કરવાં તો પોતાને હાથ વાત છે તો તેવાં દુઃખદાયક કર્મો કરવાં જ શા માટે?

**વલ્લભદાસ**–તે કર્મો ઘણાં છે અને 'એક ક્ષણ પણ કર્મ કર્યા શિવાય કોઇ પણ રહી શકતું નથી' આવું શ્રીભગવાનનું અર્જુન પ્રતિ ગીતામાં વાક્ય છે તેથી પણ તેનો ભોગ કરવો જ પડે છે.

**કૃષ્ણદાસ**–સંસારચક્રમાં ભમાવનારાં સાધનો તો કર્મ શિવાયનાં પણ કાલ, કામ, અવિદ્યા વગેરે છે જ તો પછી વૃત્રે બીજાં કાલાદિ કારણોનાં નામ ન આપતાં કેવલ કર્મોનું જ કથન શા માટે કર્યું હશે?

**વલ્લભદાસ**–કાલાદિ કારણો રહેતાં છતાં પણ મુખ્ય કારણતા તો કર્મમાં જ છે કાલાદિની તો નિમિત્ત કારણતા છે જેમ ઘટના પ્રતિ દંડની છે તેમ.

**કૃષ્ણદાસ**–પહેલાં કરેલી વ્યવસ્થા પ્રમાણે શ્લોકના પૂર્વાર્દ્ધમાં–પહેલા અર્ધામાં પુષ્ટિ-મર્યાદામોક્ષની પ્રાર્થના વૃત્રે કરેલી છે, પણ પ્રાર્થનાવાચક–પ્રાર્થનાને કહેનારો–કોઇ પણ પદનો પ્રયોગ [भूयात्] થાઓ, વગેરેનો નથી કર્યો તેનું શું કારણ?

**વલ્લભદાસ**–પહેલા અર્ધા શ્લોકમાં પ્રાર્થેલો પુષ્ટિમર્યાદામોક્ષ; ઉત્તરાર્દ્ધ–બીજા અર્ધાશ્લોકમાં પ્રાર્થેલા પુષ્ટિ–પુષ્ટિમોક્ષ કરતાં ગૌણ છે ઉતરતો છે એવું જણાવવા પૂર્વાર્દ્ધમાં 'થાઓ' આવો પ્રાર્થનાવાચક પદનો પ્રયોગ નથી કર્યો.

**કૃષ્ણદાસ**–એટલા પ્રશ્નોતરથી સંપૂર્ણ અર્ધાશ્લોકનું તાત્પર્ય શું નિકળ્યું તે કૃપા કરી કહો.

**વલ્લભદાસ**–જેમાં સ્વતન્ત્રતાને હાનિ ન પહોંચતી હોય, જેમાં પ્રભુના ગુણોનું સભાજન કરવાનું મળતું હોય, જે સંસારચક્રમાં ભ્રમણ કરતાં કરતાં ભગવદીયોની કૃપાથી જ મળી જતું હોય એવું જે ભગવદીયોનું સખ્ય, તે પુષ્ટિમર્યાદામોક્ષ અને તે જ સંપૂર્ણ અર્ધ શ્લોકનો સંક્ષિપ્ત અર્થ થયો.

**કૃષ્ણદાસ—આપે પુષ્ટિમર્યાદામોક્ષ કહ્યો હવે પુષ્ટિપુષ્ટિ મોક્ષ કહો.**

**વલ્લભદાસ—[૧૫] બન્ને પ્રકારના મોક્ષ સજાતીય છે—**

દ્વિતીય પુષ્ટિપુષ્ટિમોક્ષ કહેવાને આભાસ–મૂળ શ્લોકને ઉદ્દેશીને આચાર્યચરણ કહે છે કે–આ ઉત્તરાર્ધમાં બીજો પુષ્ટિપુષ્ટિમોક્ષ કહેવામાં આવે છે. પુષ્ટિપુષ્ટિમોક્ષ અને મર્યાદામોક્ષ ઉભય સજાતીય–એક જ જાતના છે. અર્થાત્ બન્ને ભક્તિમાર્ગીય છે. બન્ને પ્રકારના મોક્ષ પ્રભુના અનુગ્રહથી જ મળે છે. તેથી સજાતીય છે. મર્યાદામોક્ષ જ્યારે અનુગ્રહમિશ્ર મર્યાદાથી પ્રાપ્ત થાય છે ત્યારે આ પુષ્ટિપુષ્ટિમોક્ષ મર્યાદાથી ન મળી શકે પણ કેવળ અનુગ્રહથી જ મળી શકે. તેથી સજાતીય છે.

## હવે, સ્વરૂપ સંબંધી લીલારૂપ માયાની ઉત્તમતા સાંભળો.

હે નાથ સંસારચક્રમાં મને ભગવદિચ્છાથી કુટુંબાસક્તિ ન થાઓ, પણ આપની લીલારૂપ માયા વડે મારી કુટુંબમાં આસક્તિ થાઓ. કારણ કે આપની લીલારૂપ માયાવડે જે કુટુંબમાં આસક્તિ થાય છે તે જ ખરેખર મોક્ષરૂપ–ફલ છે.

પૂર્વાર્ધમાં કહેલા મર્યાદામોક્ષ કરતાં પુષ્ટિપુષ્ટિમોક્ષની વિલક્ષણતા છે. આ વિલક્ષણતા तव मायया ન કહેતાં त्वन्मायया એવું શ્લોકમાં સમાસ કરી કહેલું હોવાથી સ્પષ્ટ થાય છે.

**કૃષ્ણદાસ**–સમાસમાંથી શી રીતે સ્વારસ્ય નિકળ્યું ?

**વલ્લભદાસ**–સાંભળો. "त्वन्मायया" એવો સમાસ પ્રભુ અને માયાનો સ્વરૂપ સંબંધ દર્શાવે છે. જે સ્વરૂપસંબંધિની માયા તે લીલારૂપ કહેવાય અને તે સ્વરૂપ સંબંધ કરાવવા જ મોહ કરે, અને તેથી જ મોક્ષ થાય, અર્થાત્ તે તારનારી છે. અને બીજી મોહિકા માયા છે, કે જે પ્રભુના સ્વરૂપ સંબંધિની નથી તેને તો આપણે તરવાની છે. તેના મોહથી તો પાત જ થાય, આ બે માયાભેદ ભુલાવવા ન જોઇએ.

**કૃષ્ણદાસ**–બે પ્રકારની માયામાં લીલારૂપમાયાને આપે મોક્ષ આપનારી કહી તેમાં દૃષ્ટાન્ત ?

**વલ્લભદાસ**–ભગવાનને જ્યારે લીલા કરવાની ઇચ્છા થઇ ત્યારે લીલારૂપ માયાને આજ્ઞા કરી–"**હે ભદ્ર તું વ્રજમાં જા**" આ માયા પ્રભુલીલાર્થ વ્રજમાં પધારી તેથી તે લીલારૂપ માયાનું વર્ણન કરતાં શુકદેવજી કહે છે કે–"वैष्णवीं व्यतनोन्मायाम्" "વૈષ્ણવી માયાને ફેલાવી" જ્યાં ભગવાન્ પ્રકટ થઇને લીલા કરવાની ઇચ્છા કરે ત્યાં લીલારૂપ માયાનો ઉપયોગ કરે છે. તેના વગર લીલા થઇ શકે નહિ, આ દૃષ્ટાન્ત.

**કૃષ્ણદાસ**–શું સ્વારસ્ય આવ્યું ?

**વલ્લભદાસ**–પુષ્ટિપુષ્ટિમોક્ષમાં પ્રકટલીલાયુક્ત પ્રભુના સ્વરૂપના રમણનો અનુભવ થાય છે, અર્થાત્ પ્રકટલીલાયુક્ત પ્રભુના સ્વરૂપસહ રમણ એ પુષ્ટિપુષ્ટિમોક્ષ છે. આ મોક્ષમાં ગૃહ બંધનરૂપ નથી પણ મોક્ષરૂપ છે પ્રભુનું લીલારૂપ છે. આવા ઘરની અંદર આસક્તિની આવશ્યકતા છે. આવા લીલારૂપ ગૃહમાં આસક્તિ તે ઉત્તમ સ્વરૂપસંબંધી માયાથી જ સંભવે, માટે પુત્ર "त्वन्मायया" શબ્દથી સ્વરૂપસંબંધીમાયાથી ગૃહમાં આસક્તિરૂપ પુષ્ટિ–પુષ્ટિમોક્ષ માટે પ્રાર્થના કરે છે.

**કૃષ્ણદાસ**–પૂર્વોક્તમોક્ષમાં ત્યારે કેવી માયા હતી ?

**વલ્લભદાસ**–મર્યાદામોક્ષમાં માયા ભગવદીય ખરી પણ સ્વરૂપસંબંધિની નહિ, મર્યાદામોક્ષમાં સાક્ષાત્ લીલા નથી, પારોક્ષ્યથી લીલાનુભવ થાય, તેથી પુષ્ટિપુષ્ટિમોક્ષની માફક આમાં–મર્યાદામોક્ષમાં–ગૃહાસક્તિની પણ જરૂર નથી, માટેજ ગીતાજીમાં "मम माया दुरत्यया" ત્યાં "मन्माया" શબ્દ ન મુક્યો, કારણ કે તે લીલારૂપ માયા નથી પણ મોહિકા માયા છે. તેથી તે દુઃખથી તરી શકાય એવી છે અને તેને "मायामेतां तरन्ति ते" ઇત્યાદિ વાકયથી શરણાદિકથી તરવાનો ઉપદેશ આપે છે. અર્થાત્ **મોહિકા માયાથી મોહ અને તે માયાને તરવાની આવશ્યકતા છે. લીલારૂપ માયાથી લીલાનુભવ અને તે માયા તારનારી છે**—આજ હેતુથી શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરે છે કે ભિન્નતાથી–પ્રભુ વિના–માયા મોહ નથી કરતી પરંતુ પ્રભુજ તેનાથી– લીલારૂપ માયાથી–મોહ કરે છે. ગૃહાસક્તિ કરાવે છે.

## લીલારૂપ માયામોહ અને બંધનરૂપમાયાના મોહમાં તફાવત.

**કૃષ્ણદાસ**–[૧૬] લીલારૂપ માયાના મોહમાં અને બંધનરૂપ માયાના મોહમાં કંઇ તફાવત ખરો ?

**વલ્લભદાસ**–હા. હમે ઉપર વારંવાર તફાવત દર્શાવેલો છે. તથાપિ અત્ર સ્ફુટ કરીએ છીએ.

પૂર્વે બંધનરૂપ મોહ કરતાં પુષ્ટિપુષ્ટિમોક્ષાર્થ મોહ વિશેષ આદરણીય છે, આ મોહ મોક્ષનો અંગભૂત છે કારણ કે "त्वन्मायया" પદ સમાસથી એ મોહ પ્રભુના સંબંધને કરાવનારો છે, એવું આપણે પૂર્વે નિશ્ચય કરી ગયા.

**કૃષ્ણદાસ**–આ મોક્ષમાં પણ માયામોહ અને મર્યાદામોક્ષમાં પણ માયામોહ, તો પછી મોક્ષમાં વિશેષતા શી છે તે સમજાવશો ?

**વલ્લભદાસ**–હા. સાંભળો મર્યાદામોક્ષ કરતાં આ મોક્ષમાં પ્રભુના સ્વરૂપસંબંધિ સર્વ લાભ મળે છે. એ માયા પણ સાક્ષાત્ પ્રભુ સંબંધિની હોવાથી સ્વરૂપ સંબંધ કરાવનારી છે હજુ પણ આ મોક્ષમાં પ્રકારાન્તર–બીજી રીતથી–વિશેષતા દર્શાવવા ઇચ્છા છે ?

**કૃષ્ણદાસ**–હા, દર્શાવો.

**વલ્લભદાસ**–આ પ્રાર્થના વખતે પ્રભુનું **આભિમુખ્ય** છે, અર્થાત્ આ પ્રાર્થના વખતે પણ જ્યાં પ્રભુ વૃત્રાસુરની પ્રકટ–સન્મુખ–બિરાજે છે ત્યાં પ્રભુના સ્વરૂપનો અનુભવ થાય એમાં તો કેવું જ શું ? માટે જ વૃત્રાસુર "त्वत्" પદથી વ્યવહાર કરે છે. "त्वत्" પદનો વ્યવહાર પ્રભુ સન્મુખ બિરાજતા હોય તોજ સંભવે, અન્યથા નહિ.

## લીલારૂપ માયાથી જ વૃત્રાસુર સખ્ય માગે છે.

**કૃષ્ણદાસ**–તમો "त्वन्मायया" ઉપર આટલો બધો ભાર શા માટે મુકો છો, તેમાં શો

વિશેષ છે? મોક્ષ મેળવવા માટે, તો મોક્ષ તો કોઈ પણ રીતે મળી શકે છે. પુત્રાદિકમાં ભગવદીય બુદ્ધિથી આસક્તિ થાય અને તે આસક્તિથી સખ્ય થાય, તે સખ્ય, મોક્ષરૂપ છે.

**વલ્લભદાસ**–હું જે પુત્રાદિકમાં આસક્તિ માગી રહ્યો છું તે (સ્વન્માયયા) ભગવાનની માયાથી મારી આસક્તિ માગી રહ્યો છું, માટે જ તેના ઉપર ભાર મુકું છું. તમારા કહેવા મુજબ લીલારૂપ માયા વિના હર કોઈ રીતે પુત્રાદિકમાં મારે આસક્તિ જોઈતી નથી, કારણ કે તમે કહો છો તે સખ્ય તો સંસારચક્રમાં ભમતા એવા મને ભલે થાઓ, (એવું પૂર્વાર્ધમાં મર્યાદામોક્ષ વખતે કહેવાયું છે.) પણ તેમાં મારી અનન્યતા તૂટી જશે. અને તેવું સખ્ય મર્યાદામોક્ષરૂપ હોવાથી મને અપેક્ષિત નથી, તેથી મારે લીલારૂપ **માયાથી** જ પુત્રાદિકમાં જે આસક્તિરૂપી મોક્ષ છે તે જ જોઈએ છે.

**કૃષ્ણદાસ**–જરી દૃષ્ટાન્તથી સમજાવશો?

**વલ્લભદાસ**—હા સાંભળો. અત્ર હું હિરણ્યકશિપુનું દૃષ્ટાન્ત આપું છું. જેમ ભગવાનને પોતાને અવતાર ધારણ કરવાની ઇચ્છા થઈ તેથી હિરણ્યકશિપુ વિગેરેની દૈવગતિથી પ્રહ્લાદ વિગેરેમાં પુત્રરૂપે આસક્તિ થઈ. પુત્રવાત્સલ્યરૂપ સખ્ય પણ તેના ઉપર થયું, અને તેથી હિરણ્યકશિપુએ પ્રહ્લાદને ભણાવ્યો. (આ સખ્યથી કંઈ પણ ઉત્તમ ફલ ન થયું) તેથી કહું છું કે મારે હિરણ્યકશિપુ જેવી કુટુંબમાં આસક્તિ ન થાય પણ ભગવાનની લીલારૂપ માયાથી મારી આસક્તિ થાઓ.

હિરણ્યકશિપુ પણ પૂર્વ જન્મમાં ભક્ત જ હતો ભગવત્પાર્ષદ હતો; શાપથી જ આસુર બન્યો હતો. હું પણ પૂર્વજન્મમાં ભક્ત હતો અને અત્યારે આસુર છું તેથી મારી પ્રાર્થના હિરણ્યકશિપુ જેવી ભગવાન્ વખતે માની લે, એવી બીકથી હું એવા સખ્યની ચોખી ના પાડું છું.

**કૃષ્ણદાસ**–તમે તેવા સખ્યની ના પાડો છો, પણ ભગવદ્ભક્તમાં આસક્તિ, એ તેમાં તેનું સખ્ય રહેલું છે તેમાં શો દોષ છે?

**વલ્લભદાસ**–તે ભગવદ્ભક્તમાં આસક્તિરૂપી સખ્ય પણ ભગવાનની લીલારૂપ માયાથી જ મને થાઓ. ભગવાનની માયા વિના કેવલ ભગવદીય પુત્ર વિગેરેમાં આસક્તિ કરવાથી અનન્યતાનો ભંગ થાય છે. કારણ કે ભગવાનની લીલારૂપ માયાના વિના જો આસક્તિ કરવામાં આવે તો ભગવત્સંબંધની સ્ફૂર્તિ ન જ થાય. અનન્ય ભક્તો કદાપિ પણ ભગવાનના સંબંધ વિનાની વસ્તુનું સ્મરણ પણ કરતા નથી. આવી રીતે હિરણ્યકશિપુમાં અનુસર્યું.

આવી રીતે ભગવત્સંબંધ વિના જો પુત્રાદિકમાં આસક્તિ કરવામાં આવે તો સર્વથા અનન્યતાનો ભંગ થાય. માટે ભગવાનની લીલારૂપ માયાથી જ મારી પુત્રાદિકમાં આસક્તિ થાઓ અને સખ્ય થાઓ. લીલારૂપ માયા વિના નહિ.

### આવા ઉત્તમ ફલ માટે અધિકારવિચાર.

**કૃષ્ણદાસ**—આવી ઉત્તમ ભાવના તો ગોપીજનો જેવામાં સંભવે. આ વૃત્રાસુર શી રીતે આવું કહી શકે છે?

**વલ્લભદાસ**—વૃત્રાસુરમાં પણ તે વ્રજભક્તોનો ભાવ હૃદયમાં પ્રકટેલો હોવાથી વૃત્રાસુર પણ અત્યારે કૃતાર્થ પૂર્ણ-મનોરથ-પૂર્ણસર્વપુરુષાર્થ-થઈ ગયો છે.

રસાનુભવ તો વ્રજભક્તોના જેવા ભાવવાળાને જ થાય છે. જેને આવો ભાવ ન હોય તેમને આવું ઉત્તમ ફલ પણ ન જ હોય એ સ્વાભાવિક છે. વ્રજજનોના જેવા ભાવ વિનાને જો આવી (ગૃહાસક્તિરૂપી મોક્ષની) કામના-ઇચ્છા-કરે તો તે નાલાયક થઈ તેનો પાત થાય છે. જો વ્રજજનોના જેવો ભાવ સ્ફુરે ભગવદીયત્વ સિદ્ધ થાય તો કૃતાર્થ થઈ જાય. વૃત્રમાં તેવો ભાવ છે માટે તે પ્રભુને **નાથ** શબ્દથી સંબોધે છે. જો આવો ભાવ ન હોય તો **નાથ** શબ્દ ન યોજે. કેટલાક ભગવદીયો હમે જોયા છે કે-ભગવાનને **નાથ** શબ્દ વાપરી બોલાવતા નથી, તેમનો નાથ શબ્દ વાપરવાનો અધિકાર નથી, અધિકાર વિના જો વાપરે તો બિચારો દોષિત થાય. વૃત્રે **નાથ** શબ્દનો વ્યવહાર કર્યો, તેથી વૃત્રનો ઉચ્ચાધિકાર સાબિત થાય છે.

### વૃત્રાસુરે ફલ મેળવવા પ્રાર્થના કરી નથી.

**કૃષ્ણદાસ**—વૃત્રે પ્રાર્થના કરી કે મને સખ્ય થાઓ, આ પ્રાર્થના કંઇ પણ અભિલાષા વિના ન સંભવે.

**વલ્લભદાસ**—**નાથ** પદનો પ્રયોગ કર્યા પછી પણ જે સખ્યની પ્રાર્થના કરી છે તે, ભક્તિસિદ્ધાન્તનું ભાન કરાવનારી છે. આ બીજા મોક્ષમાં ભગવદીય થવું, એજ પરમ-પુરુષાર્થ રૂપ છે. "भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्थाः" (ભા૦ સ્કં૦-૫.) "ભગવદીયપણાથી જ જેના સર્વ પુરુષાર્થો સિદ્ધ થઇ ચુક્યા છે" એ ઉત્તમ ભગવદીયનું લક્ષણ છે. આવી રીતે થવું તે તેના સખ્યથી જ સંભવે. એવું જણાવવાને આ પ્રાર્થના કરી છે.

### મોક્ષ મેળવવામાં પણ માયા સહાયક છે.

**કૃષ્ણદાસ**—અરે? આ તો મને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે કે મોક્ષમાં પણ માયા અને તેના કાર્યના સંબંધવાળાં સાહિત્યનો ઉપયોગ થાય? એ શું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું નથી?

**વલ્લભદાસ**—પુષ્ટિપુષ્ટિમોક્ષની એ જ વિલક્ષણતા છે એ જ તેની અદ્ભુતતા છે કે જેમાં માયા અને માયાનાં સાહિત્યો સર્વથા અનુકૂલ રહે છે.

**કૃષ્ણદાસ**—કેવી રીતે?

**વલ્લભદાસ**—સાંભળો. અત્ર આ આશય છે. મર્યાદામાર્ગીયમોક્ષમાં તો કેવળ મોક્ષ-નો જ અનુભવ થાય છે ધર્મ, અર્થ, કામ, આ પુરુષાર્થત્રયનો નહિ બલ્કે એ પુરુષાર્થત્રય વિરુદ્ધ ભાસે છે. પુષ્ટિપુષ્ટિમોક્ષમાં તો માયાનાં સાહિત્યો સર્વ રીતે અનુકૂલ છે. એવું સૂચવવાને વૃત્ર આત્મા, પુત્ર, સ્ત્રી, ગૃહમાં આસક્તિ માગે છે. કારણ કે માયા ક્રમથી એટલે દેહાધ્યાસાદિ ચાર અધ્યાસથી ચાર પ્રકારના પુરુષાર્થ સિદ્ધ કરે છે. તેમાં પણ દેહાધ્યાસથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, આવા ચારે પુરુષાર્થોને સાધે છે એવી રીતે ઇન્દ્રિયાધ્યાસથી, એવી જ રીતે પ્રાણાધ્યાસથી, એવી જ રીતે અંતઃકરણાધ્યાસથી, તેમાં પ્રથમ દેહાધ્યાસનું

વર્ણન કરે છે. આ અધ્યાસોમાં દેહાધ્યાસથી **ધર્મસિદ્ધિ** થાય છે. જો દેહાધ્યાસ ના હોય તો ધર્મ પાળવામાં અધિકાર ન રહે. કારણ કે ધર્મ માત્ર દેહને ઉદ્દેશી કહેવામાં આવે છે. **અર્થસિદ્ધિ** પણ દેહાધ્યાસથી જ થાય છે. પુત્રરૂપી ઉત્તમોત્તમ અર્થ પણ દેહાધ્યાસ હોય તોજ ઉત્પન્ન થાય. **કામસિદ્ધિ** પણ દેહાધ્યાસથી જ થાય છે. કામસિદ્ધિમાં સ્ત્રીની અપેક્ષા, તે પણ દેહાધ્યાસ વિના કેમ થાય! અને વૃત્રાસુર લીલારૂપ માયાથી ગૃહાસક્તિરૂપી મોક્ષ માગે છે તે પણ દેહાધ્યાસ વિના કેમ સંભવે? માટે દેહાધ્યાસથી જ ચારે પુરુષાર્થ સિદ્ધ થશે.

ભગવાનની લીલારૂપ માયાથી ભગવાનની લીલામાં ઉપયોગી સર્વ પદાર્થો છે એવી ભગવદ્ બુદ્ધિથી તે પદાર્થોમાં આસક્તિ થાય છે અને તે આસક્તિથી ભગવાનમાં તે જીવોનો નિરોધ થાય છે. અને આ ભગવલ્લીલારૂપ ગૃહમાં આ ભક્ત ભગવલ્લીલાનો આન્તર અનુભવ કરે છે. (આ જ ભક્તની સર્વોત્કૃષ્ટ દશા છે) માટે મોક્ષમાં લય થઈ બ્રહ્મભાવ થાય એની અપેક્ષાએ આવા ભક્તોનાં ગૃહ ભગવલ્લીલાનુભવથી ઉત્કૃષ્ટ હોય, એમાં કહેવું જ શું?

**કૃષ્ણદાસ**–બ્રહ્મભાવ કરતાં ભગવદ્ભક્તોનાં ગૃહરૂપની અધિકતા સમજાવશો?

**વલ્લભદાસ**–બ્રહ્મભાવમાં તો મોક્ષ વિના અન્ય પુરુષાર્થનો અનુભવ નથી પરંતુ ભક્તના ગૃહમાં ચારે પ્રકારના પુરુષાર્થનો અનુભવ છે. બ્રહ્મભાવમાં સર્વ ઇન્દ્રિયોનો લય થઈ જાય છે ત્યારે ભક્તના ગૃહમાં તો સર્વ ઇન્દ્રિયો ભગવાનની અલૌકિક સુંદર લીલાનો અનુભવ કર્યા કરે છે. માટે બ્રહ્મભાવ કરતાં ભક્તનાં ગૃહો સર્વ રીતે શ્રેષ્ઠ છે. તેથી અલૌકિક દેહ પ્રાપ્ત થઈને નિજ અન્તરંગ ભક્તોની સાથે પ્રકટ થયેલા પ્રભુની અખિલ પુરુષાર્થરૂપ લીલાનો આન્તર રમણાત્મક અનુભવ કરવો તેનું નામ છે પુષ્ટિપુષ્ટિમોક્ષ. અને તેનેજ વૃત્ર માગી રહ્યો છે.

**કૃષ્ણદાસ**–તમે બ્રહ્મભાવ કરતાં પણ તેની ઉત્તમતા દર્શાવી પણ મને ગૃહાસક્તિને મોક્ષરૂપ કહેવામાં જરા શંકા રહે છે કે ચિત્તની આસક્તિ એ સંસારરૂપ કેમ ન કહેવી? અને જે સંસારરૂપ કહેવાય તેને મોક્ષત્વ શી રીતે?

**વલ્લભદાસ**–ચિત્ત, બુદ્ધિ, મન, અને અહંકાર આ ચાર પ્રકારનું અન્તઃકરણ છે. તેમાં ચિત્ત એ વાસુદેવાત્મક છે અને જે વાસુદેવ છે તે મોક્ષદાતા છે. માટેજ વૃત્રાસુર ઉપરના ચાર પૈકી ચિત્ત વાપરી કહે છે કે "હું લીલારૂપ માયાથી આત્મા વિગેરેમાં **આસક્ત ચિત્તવાળો** થાઉં." માટે મોક્ષરૂપત્વ [illegible] (જે ચિત્ત સંસારમાં આસક્ત હોય તેને સંસારજ ફલ.) પણ અહીં તો ભગવદ્લીલારૂપમાયાથી ભગવલ્લીલારૂપ ગૃહમાં ભગવદીયત્વે કરીને પુત્રાદિકમાં વાસુદેવાત્મક ચિત્તની આસક્તિ તે સાક્ષાત્મોક્ષરૂપ છે. તેમાં સંસારાસક્તિ ક્યાં રહી? તેમજ આ મોક્ષપ્રકરણ ચાલે છે તેથી કરીને આની અંદર સંસારાસક્તિ સંભવે નહિ.

**કૃષ્ણદાસ**—વૃત્રે ભગવન્માયાથી ઉત્પન્ન થએલી આસક્તિ માત્ર માગી તો ઠીક, પરંતુ

તેની સાથે "ભગવન્માયા વિનાની કેવલ આસક્તિ ન થાઓ" એવું નિષેધવચન શા માટે માગ્યું? એકજ માગતાં બીજાનો નિષેધ આપોઆપ થઈ જાય છે.

**વલ્લભદાસ**—જો કે "ભગવાનની લીલારૂપ જ માયાથી મને પુત્રાદિકમાં આસક્તિ થાઓ" એવું કહેવાથી જ ભગવાનની લીલારૂપ માયા વિનાની આસક્તિ સમજાઈ જતી હતી તો પણ વૃત્રને એમ લાગ્યું કે **"જેની સ્પષ્ટના ન કહી હોય તે કબુલ કર્યું કહેવાય"** એ ન્યાયથી વૃત્ર ન ભૂયાત્ કહી નિષેધ કરે છે.

**કૃષ્ણદાસ**—ન ભૂયાત્ કહી નિષેધ ના કર્યો હત તો શું નુકસાન થાત?

**વલ્લભદાસ**—ભગવાનની માયામાં મોહકત્વ અને લીલારૂપત્વ ઉભય રહેલાં છે. તેથી પુત્રાદિકમાં ઉભય પ્રકારની આસક્તિ થઇ જાય, તો ભગવાન્ તે ભક્ત સાથે—ક્રીડા ન કરે. ભગવાન્ કેવલ લીલારૂપ માયા વિના કદાપિ ક્રીડા ન જ કરે. આવી રીતે લીલારૂપ માયા વિનાની લૌકિક આસક્તિથી ક્રીડામાં પ્રતિબન્ધકત્વ—અડચણ—આવે તેથી વૃત્ર સ્પષ્ટ ના કહે છે.

## લૌકિક આસક્તિથી શ્રીયશોદાજીને પણ બહિર્મુખત્વ થયું.

એક વખતે શ્રીયશોદાજી શ્રીકૃષ્ણચન્દ્રને સ્નાનાદિક કરાવી, બ્રાહ્મણો પાસે સ્વસ્ત્યયન કરાવી. બ્રાહ્મણોને અન્ન વસ્ત્ર વિગેરે આપી, હવે આ શ્રીકૃષ્ણચન્દ્રને નિન્દ્રા આવી જાણી પોઢાડ્યા. પુનઃ અનેક [1]લૌકિક કાર્યમાં તે રોકાયાં. ઘેર આવેલાને સામા લેવા જવામાં, યશોદાજી રોકાયાં, લૌકિકમાં આસક્તિ થાય એટલે ભગવત્સંબંધ ગૌણ થઇ જાય, ત્યારે ભગવદ્દર્શનનો પણ ત્યાગ કરી લૌકિક આગતા સ્વાગતા કરતાં માલા કુંકુમાદિકથી તામસ જેમાં અધિક છે એવા વ્રજલોકો—વ્રજવાસીઓનું સંમાન કર્યું આ સંમાનમાં ભગવત્કાર્ય ગૌણ થયું અને લૌકિક કાર્ય મુખ્ય થયું. સ્તનાર્થી ભગવાનનું રૂદન પણ ન જાણ્યું. તેથી શ્રીઆચાર્યચરણ 'શ્રી યશોદાજીને તેટલા પુરતી બહિર્મુખતા થઇ' એમ આજ્ઞા કરે છે. બહિર્મુખતાનાં ફલ તો તુરત જ મળ્યાં. લીલારસના અનુભવનો આનંદ લુંટી રહ્યાં હતાં તેના પ્રતિબન્ધકરૂપ શકટ ભંગ કર્યો.

## લૌકિક આસક્તિથી બહિર્મુખતા થવામાં પ્રમાણ.

આવી રીતે લૌકિક કેવલાસક્તિ મોક્ષમાં વિરુદ્ધ હોવાથી ભગવાનની લીલોપયોગિની માયા વિના કેવલ આસક્તિનો નિષેધ કર્યો. નામાવલીમાં "शकटभेदबालचरित्राय नमः" એવું બાલચરિત્રનું ૩૦ મું નામ છે. તેની વિવૃતિ કરતાં શ્રીગોકુલોત્સવજી કહે છે. સાક્ષાત્ ભગવાનને તજીને અન્ય આસક્તિ જરૂર અનુચિત છે, માટે જ આપે શકટ ભંગ કર્યો. [2]ભગવાન્ ભક્તોનું વેદમાં સ્વાસ્થ્ય ન થવા દે તો લોકમાં સ્વાસ્થ્ય શી રીતે થવા દે. શકટ ભંગ

---

१ औत्थानिके कर्मणि शोभार्थं यद् औत्सुक्यम् उत्सुकता लौकिकाभिनिवेशः, तत्रैव मनो यस्या इति भगवत्संबन्धस्य गौणत्वात्प्रवाहस्य बलिष्ठत्वात् भगवद्दर्शनमपि परित्यज्य लौकिकसमावनार्थमभिमानवती च जाता इत्याह—मनस्विनीति। एवं बाह्याभ्यन्तरभेदेन तस्या बहिर्मुखत्वं जातं स्वकार्यमपि कृतवतीत्याह—**समागतान् पूजयतीति**। ये लौकिकव्यवहारेण सम्यग् आगताः तान् पूजयती मालाकुङ्कुमोपहारैः, बालाः, पुरुषाः, स्त्रियश्च सर्वे पूजिता इति पुंल्लिङ्गनिर्देशः। ते चेत् सन्तो भवेयुः सर्वथा भगवदीयाः तथापि न दोषः स्यात् इति तद्व्यावृत्त्यर्थमाह—व्रजौकस इति। व्रजे एव तामसे ओकः स्थानं येषां इति। तामसभूयिष्ठा एव स्थिताः न ता पदवीं आरोढुमर्हन्ति॥ **"इति श्रीसुबोधिन्याम्"** १०-७-५

२ लोके स्वास्थ्य तथा वेदे हरिस्तु न करिष्यति.

પછી લૌકિકાસક્તિ તરત દૂર થતાં શ્રીયશોદાજીની તુરત શ્રીમાં આસક્તિ થઈ. માટે સારાંશમાં કહેવાનું કે **મોક્ષ એટલે સંપૂર્ણ ભગવદીયત્વ.** આવી રીતે સર્વપ્રસંગમાં સર્વ વસ્તુમાં ભગવદ્‌બુદ્ધિ થવી જોઈએ. આવી ભગવદ્‌બુદ્ધિમાં કેવલાસક્તિ–ભગવદ્‌બુદ્ધિ શિવાયની આસક્તિ બાધક થાય માટે કેવલાસક્તિનો વૃત્રાસુરે નિષેધ કર્યો.

કૃષ્ણદાસ–જરા પણ અન્યાશ્રય એ સર્વથા બાધક થાય જ. પણ પ્રભુ કૃપાળુ છે તેથી દૂર કરે છે.

**વલ્લભદાસ–હવે હું તમને આ સર્વ સંદર્ભ ઉપરથી પુષ્ટિપુષ્ટિમોક્ષનો અર્થ કહું છું.**

આ સર્વ સંદર્ભ ઉપરથી પુષ્ટિપુષ્ટિમોક્ષનો અર્થ એ થયો કે—સંસારમાં રહેતાં છતાં પણ કર્મ સંબન્ધ વિના કેવલ પ્રભુના સંબંધથી જ આપની સ્વરૂપ સંબન્ધિની માયાવડે ગૃહમાં જ લોકવેદાતીત શુદ્ધ પુષ્ટિમાર્ગીય પ્રભુસ્વરૂપ સાથે સર્વ લીલાનો અનુભવ કરવામાં ભક્તને સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત થવું તેને જ પુષ્ટિપુષ્ટિ મોક્ષ કહેવાય. આનું ઉદાહરણ તો શ્રી ગોપીજનો છે. આ જ મોક્ષ સર્વ ફલમાં ઉત્કૃષ્ટ છે એવું જણાવવાને સર્વના અન્તમાં પદ્યમાં જે વર્ણવાનું હતું તે વર્ણવ્યા બાદ આશીર્વાદાત્મક ક્રિયાપદ "ભૂયાત્" "થાઓ" મુક્યું છે.

**ઉપસંહાર**–આ પ્રમાણે શ્રીઆચાર્યચરણની કૃપાથી આ "મમોત્તમ" પદના વ્યાખ્યાનનો અર્થ મેં (શ્રી હરિરાયજીએ) હર્ષથી દર્શાવ્યો છે. ॥૧॥

મારા વિચારી વદેલા વિવેચનને વિચારીને ભક્તો નિરંતર શ્રીમદાચાર્યચરણમાં આસક્તિવાળા થાઓ. ॥૨॥

પુષ્ટિપુષ્ટિમોક્ષરૂપી ઉત્તમ ફલ પણ તમને શ્રી આચાર્યચરણની કૃપાથી થશે. માટે તમો સસારાસક્તિ છોડી શ્રી આચાર્યચરણોક્ત ભક્તિમાર્ગથી ભજો. ॥૩॥

તે જ મારા પ્રભુ શ્રી આચાર્યચરણ ભક્તનો પક્ષ લેનારા છે. તે પોતાના ભક્તોનું ઐહિક અને પારલૌકિક ઉભય સિદ્ધ કરશે.

**આ પ્રકારે શ્રીપ્રભુચરણકમલપરાગાનુરાગીશ્રીહરિરાયચરણવિરચિત "મમોત્તમ" પદ્ય વિવરણની ટિપ્પણીનો અનુવાદ સંપૂર્ણ થયો.**

नीचेने ठे० पुष्टिमार्गीय सर्व प्रकारना पुस्तको मलशे
श्रीजीवनेशाचार्यपुष्टिसिद्धान्तपुस्तकभंडार
लल्लुभाई मंदिर भुलेश्वर—मुंबई

---

मोहमय्यां
'मणिलाल इच्छाराम देसाई' इत्यनेन स्वीये
'गुजराती' मुद्रणयन्त्रालये मुद्रिता ।
कोट सासुनबिल्डिंग नं० ८

श्रीकृष्णाय नमः ।

# श्रुतिरहस्यम् ।

काशीस्थश्रीमद्गोस्वामिश्रीगिरिधरचरणविरचितम् ।

सागरस्थ-
नेतोपनामश्रीरामकृष्णभट्टकृतप्रकाशसमेतम् ।

श्रीवीरक्षेत्रस्य भगवद्धर्मपरायण परी मोतीलाल गोकुलदास( परी
व्रजभूषणदास अम्बाइदासवाला ) इत्यस्य द्रव्येण
'भृगुपुरस्थ मूलचन्द्र तुलसीदास तेलीवाला
बी. ए., एल् एल्. बी. वकील हाइकोर्ट'
इत्यनेन संशोध्य 'गुजराती न्यूस'
मुद्रणालये मुद्रयित्वा
प्रकटीकृतम् ।

श्रीवल्लभाब्दाः ४४८ संवत् १९८२.

मूल्यमेकमुद्रिका ।

शुद्धाद्वैतब्रह्मवादनिर्गुणभक्तिमार्गप्रवर्तकाचार्यचक्र-
चूडामणिश्रीमद्वल्लभाचार्यचरणाः।



प्राकट्यम् सं १५३५ चैत्र कृ ११ तिरोधानम् सं १५८७ आषाढ शु २

श्रीकृष्णाय नमः ।

# श्रीगिरिधरजी ।

શ્રીશ્રુતિરહસ્ય ગ્રન્થના પ્રણેતા કાશીસ્થ શ્રીમદ્ગોસ્વામિશ્રીગિરિધરજી મહારાજ શ્રીમત્પ્રભુચરણના ૫૪ પુત્ર શ્રીયદુનાથજીથી આઠમી પેઢીએ થયા છે. પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય શ્રીમદાચાર્ય શ્રીમદ્વલ્લભાધીશ્વરચરણે કર્યું, તેનો પ્રચાર શ્રીમત્પ્રભુચરણે કર્યો, અને તેનું નિયમન શ્રીમત્પ્રભુચરણના ચતુર્થ લાલજી શ્રીગોકુલનાથજી તથા શ્રીહરિરાયજીએ કર્યું. જેવી રીતે સાંપ્રદાયિક આચારમર્યાદાનું નિયમન શ્રીગોકુલેશાદિએ કર્યું, તેવું જ નિયમન અને વિસ્તાર શ્રીપુરુષોત્તમજી અને યોગી શ્રીગોપેશ્વરજીએ સાંપ્રદાયિક વિચારમાં કર્યો. કાશીસ્થ શ્રીમદ્ગોસ્વામિશ્રીગિરિધરજી આ પ્રથમ પંક્તિની ઉભય કોટિમાં નથી, પરન્તુ શ્રીયદુનાથજીના ગૃહમાં આ એક જ પ્રસિદ્ધ પ્રતાપી બાલક થયા કે જેમણે સાંપ્રદાયિક ઇતિહાસ ઉપર નિજ પ્રભાવ પાડ્યો છે.

કાશીસ્થ શ્રીગિરિધરજી મહારાજનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૮૪૭ના માર્ગશીર્ષ વદી તૃતીયાને દિવસે થયો હતો. શ્રીગોપાલલાલજી એઓશ્રીના પિતૃચરણ અને શ્રીકૃષ્ણાવતીજી એઓશ્રીના માતૃચરણ હતા. શ્રીદ્વારકાનાથજી મહારાજ એઓશ્રીના બ્રહ્મસંબન્ધદાતા ગુરુ થાય. આપશ્રી શ્રીગોપાલના પરમ ઉપાસક હતા. શ્રીગોપાલની ઉપાસનાના સાધનથી આપશ્રીએ સાંપ્રદાયિક નિધિઓ પ્રાપ્ત કરી. ૫૪ ગૃહની અનિશ્ચિતતા દૂર કરવાનો પણ આપશ્રીએ પ્રબલ પ્રયાસ આદર્યો. આપશ્રીના સમયમાં શ્રીનાથદ્વારમાં ટિકેત તરીકે શ્રીદામોદરજી મહારાજ વિરાજતા હતા. શ્રીદામોદરજી સાથે શ્રીગિરિધરજીનો ગાઢ સંબન્ધ હોય એમ લાગે છે. શ્રીદામોદરજીના વહુજી શ્રીલક્ષ્મીજી અને શ્રીગિરિધરજીના વહુજી એ બે બહેનો હતાં. આ લૌકિક સંબન્ધ ઉપરાન્ત શ્રીગિરિધરજીનું ભાવનાવિષયક પ્રાવીણ્ય, સેવામાં કૌશલ્ય, વિદ્યાવિલાસ અને વાક્ચાતુર્યથી આપશ્રીએ શ્રીદામોદરજી ટિકેત મહારાજ ઉપર સારી છાપ પાડી હોય એમ લાગે છે. શ્રીગિરિધરજી સંવત્ ૧૮૮૦ માં શ્રીનાથદ્વાર પધાર્યા; ત્યારે સંપ્રદાયના સર્વતન્ત્રસ્વતંત્ર વિદ્વાન્ શ્રીગોપેશ્વરજી દ્વિતીય પીઠાધીશ્વર વિદ્યમાન હતા. શ્રીગિરિધરજીને અધ્યયન કરવાનો ઉપદેશ શ્રીગોપેશ્વરજીએ કર્યો એમ શ્રવણ કર્યું છે, તથાપિ આપશ્રીએ શ્રીગોપેશ્વરજી પાસે કેટલું અને ક્યાં સુધી અધ્યયન કર્યું તે જાણવાની સાધનસામગ્રી ન્યૂન છે. શ્રીદામોદરજી સાથેના આપશ્રીના ગાઢ સંબન્ધનો પૂર્ણ લાભ આપશ્રીએ લેવાનો પ્રયત્ન કર્યો દિસે છે. શ્રીમત્પ્રભુચરણના શ્રીરુક્મિણીજીના સર્વમાં કનિષ્ઠ લાલજી શ્રીયદુનાથજી હતા. શ્રીગુસાંઇજીએ સર્વ લાલજીના ગૃહની વ્યવસ્થા સ્વયં કરી, પરન્તુ શ્રીયદુનાથજીના ગૃહની વ્યવસ્થા થઈ ન હતી એમ આપશ્રીના એક પત્ર ઉપરથી જણાય છે. 'स्वतन्त्रिणां इत्वा यदुनाथगृहं कारणीयम्.'

આ નિર્દેશથી આપણે એટલું અનુમાન કરી શકીએ કે અન્ય છ બાલકોના ગૃહ સિદ્ધ થઇ ગયા હતા, જ્યારે શ્રીયદુનાથજીનું ઘર સિદ્ધ કરાવવાને શ્રીગુંસાઇજીની આજ્ઞા હતી. શ્રીગુંસાઇજીના શ્રીરુક્મિનીજી વહુજીના શ્રીયદુનાથજી કનિષ્ઠ પુત્ર હતા અને એમનાથી ન્હાના શ્રીપદ્માવતીજીના શ્રીઘનશ્યામજી હતા. યદ્યપિ શ્રીઘનશ્યામજીના ઘરની અવ્યવસ્થા રહેત, પરંતુ શ્રીઘનશ્યામજી ચતુર્થલાલજી શ્રીવલ્લભને અતિપ્રિય હોવાથી

અને શ્રીગુંસાઈજીના ઘરના વ્યવહારચતુર નાયક એ સ્વયં હોવાથી શ્રીઘનશ્યામજીને દાયભાગમાં શ્રીમદનમોહનજીનું સ્વરૂપ શ્રીગુંસાઈજીદ્વારા પધરાવાવ્યું એટલે સપ્તમલાલજી શ્રીઘનશ્યામજીના ગૃહની સિદ્ધિ શ્રીયદુનાથજીના ગૃહની સિદ્ધિ પહેલાં જ થઈ ગઈ. શ્રીયદુનાથજી બહુ જ સરલ હૃદયના હોવા જોઈએ. શ્રીગુંસાઈજી પણ આપને મહારાજજી એમ સંજ્ઞાથી સંબોધતા. શ્રીગુસાંઈજીના બાલકોનું મહારાજ તરીકેનું સંબોધન જે હાલ પ્રચલિત છે, તેનો પ્રથમ પ્રયોગ શ્રીયદુનાથજીનાં સંબન્ધમાં શ્રીગુસાંઈજીએ જ કર્યો કે કેમ એ સંશય છે.

શ્રીયદુનાથજીની આ ઉદારતાને લઈને શ્રીગુંસાઈજીના છ લાલજીઓની જેવી રીતે પોતાના ઘરની સ્વતંત્ર સિદ્ધિ થઈ, તેવી રીતે શ્રીયદુનાથજીની ગૃહસિદ્ધિ ભૂતલપર આપ બિરાજ્યા ત્યાં સુધી થઈ હોય એમ લાગતું નથી. શ્રીયદુનાથજીને શ્રીગુંસાઈજીએ સુરતવાળા શ્રીબાલકૃષ્ણજી પધરાવી આપ્યા અને તે આપે ન સ્વીકારવાથી તૃતીય લાલજી શ્રીબાલકૃષ્ણજીએ એ શ્રીબાલકૃષ્ણજીને શ્રીદ્વારકાધીશની ગોદમાં પધરાવ્યા. અર્થાત્ શ્રીગુંસાઈજીએ ષષ્ઠલાલજીને પધરાવી આપેલું શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ તૃતીય લાલજીના વંશયોને માથે બિરાજ્યું. શ્રીહરિરાયજી સ્વયં શ્રીબાલકૃષ્ણજીને શ્રીયદુનાથજીના સેવ્ય તરીકે જણાવે છે, તો પણ આ ઘરની અવ્યવસ્થાનું ઉપર જણાવેલું કારણ મુખ્ય છે. શ્રીયદુનાથજીના નિત્યલીલામાં પધાર્યા પછી શ્રીયદુનાથજીના જ્યેષ્ઠ વંશ્યને માથે શ્રીગોકુલનાથજીએ શ્રીકલ્યાણરાયજી પધરાવી આપ્યા. એ સમયથી શ્રીયદુનાથજીના જ્યેષ્ઠ વંશ્ય તરીકે તે બાલકોએ શ્રીકલ્યાણરાયજીના સ્વરૂપને શ્રીયદુનાથજીના ઘરનું સ્વરૂપ માન્યું. પરંતુ આ માન્યતા સર્વગ્રાહ્ય થઈ નહિ. શ્રીયદુનાથજીના ચતુર વિદ્વાન્ વંશ્ય તરીકે કાશીસ્થ શ્રીગિરિધરજીને આ અવ્યવસ્થા હૃદયમાં બહુ જ પરિતાપ કરતી. એ અવ્યવસ્થા દૂર કરવાને આપમાં સામર્થ્યનું પ્રભુએ દાન કર્યું હતું એમ આપશ્રી માનતા, એટલું જ નહિ પણ સયોગો પણ આપને અનુકૂલ મળી ગયા. આપના સમયમાં શ્રીનાથજીના ટિકેત શ્રીદામોદરજી મહારાજ હતા. આ શ્રીદામોદરજી શ્રીગિરિધરજીના સાઢુ થતા હતા. અર્થાત્ શ્રીગિરિધરજીના વહુજી અને શ્રીદામોદરજીના વહુજી એ બન્ને બ્હેનો હતાં. વળી શ્રીગિરિધરજી શ્રીગોપાલના ઉગ્ર ઉપાસક હતા. શ્રીગોપાલની ઉપાસનાના સામર્થ્યથી શ્રીગિરિધરજીએ ઘણા ભૌતિક ચમત્કારો દર્શાવ્યાનું ગાથાઓ જણાવે છે. આપણે એ ગાથાઓ સાથે અત્ર સંબંધ નથી, પરંતુ શ્રીગોપાલની ઉપાસનાનું શ્રીગિરિધરજીને એક પ્રકટ ફલ મળ્યું. શ્રીનાથજીના ટિકાત શ્રીદામોદરજીને ગોપાલમંત્રની દીક્ષા લેવાનો મનોરથ થયો. સંપ્રદાયમાં શ્રીગોપાલની દીક્ષા આપે એવા સુયોગ્ય વિદ્વાન્ તરીકે શ્રીગિરિધરજી આપને જણાયા. તેથી શ્રીદામોદરજી મહારાજે ગોપાલમંત્રની દીક્ષાની દક્ષિણામાં કહે છે કે શ્રીમહાપ્રભુજી દિગ્વિજયયાત્રામાં જે સ્વરૂપને ભોગ ધરીને લેતા અને જે સ્વરૂપ શ્રીનાથજીસમીપ બિરાજતું તે શ્રીમુકુંદરાયજીનું સ્વરૂપ પધરાવી આપવાનો લેખ લખીને શ્રીગિરિધરજીને આપી ગયા. શ્રીદામોદરજી મહારાજના જીવનમાં તો શ્રીમુકુંદરાયજી કાશી ન પધાર્યાં, પરંતુ શ્રીદામોદરજીના પધાર્યા પછી શ્રીદામોદરજીના વહુજી શ્રીલક્ષ્મી વહુજીએ પોતાના બનેવી શ્રીગિરિધરજી મહારાજને શ્રીમુકુંદરાયજીનું સ્વરૂપ પધરાવી આપ્યું. શ્રીલક્ષ્મી વહુજીએ પોતે પણ શ્રીગિરિધરજી પાસે ગોપાલમંત્રદીક્ષા લીધી, અને અનંતશેષ શાલગ્રામજી જેમને શ્રીમહાપ્રભુજી નિરંતર નિજ કંઠમાં

ધારણ કરતા હતા, તે અનંતશયનજી પણ પધરાવી આપ્યા. આ રીતે સંવત્ ૧૮૮૬ કે
તે અરસામાં શ્રીગિરિધરજીએ શ્રીમુકુંદરાયજીને શ્રીનાથજીથી કાશી પધરાવ્યા. શ્રીનાથ-
જીના ઘરમાં પથ ગૃહની પાલખીઆદિનો અધિકાર શ્રીદામોદરજીએ શ્રીગિરિધરજીને આપ્યો.
આથી શ્રીગિરિધરજીના પ્રતાપબલથી પથગૃહના મુખ્ય પ્રતિનિધિ તરીકે કાશી તરફના
વૈષ્ણવો આપને જાણવા લાગ્યા. શ્રીદાઉજી મહારાજે શ્રીગિરિધરજીને જે લેખ લખી
આપેલો જણાવ્યો છે તેમાં શ્રીઠાકુરજી પધરાવી આપવાનું જણાવેલું છે, પરંતુ શ્રીમુકુંદ-
રાયજી પધરાવી આપવાનું કથન જોવામાં આવતું નથી, કહે છે કે શ્રીદામોદરજીએ તો
શ્રીગિરિધરજીને શ્રીનાથજીની સમીપમાંના શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ પધરાવી આપ-
વાનું જણાવેલું, પરંતુ શ્રીલક્ષ્મી વહુજીએ શ્રીગિરિધરજી મહારાજને એમના પ્રતાપ-
બલથી શ્રીમુકુંદરાયજી પધરાવી આપ્યા. ગમે તેમ હો પણ શ્રીગિરિધરજી મહા-
રાજને શ્રીમુકુંદરાયજી પોતાને માથે કાશીમાં પધરાવવાનો અને શ્રીનાથજીના ઘરમાં
શ્રીયદુનાથજીના ઘરનું નામ રાખવાનો પ્રયત્ન સર્વથા શ્રીયદુનાથજીના વંશજને માટે સ્તુત્ય
ગણાશે. શ્રીયદુનાથજીને સંતતિમાં એક બેટીજી શ્રીશ્યામાબેટીજી હતા. આ બેટીજીએ
નિજ પિતૃચરણને પગલે ચાલી નિત્યલીલામાં પધાર્યા ત્યાં સુધી શ્રીમુકુંદરાયજીની ટેહેલ
કરી. આ લાભ મળવામાં કારણ એ થયું કે શ્રીગિરિધરજીએ પોતાના જીવનમાં
કોઈ પણ ગોસ્વામી બાલકને ગોદે ન લીધા. શ્રીમુકુંદરાયજી ૧૮૮૬ માં પધાર્યા અને
ત્યાર પછી ૧૦ દશ વર્ષ સુધી શ્રીગિરિધરજીએ શ્રીમુકુંદરાયજીની તનમનધનથી એવી
સેવા કીધી કે જે ઉક્ત ગોસ્વામીશ્રીનું ઉજ્જ્વલ ભગવન્મયત્વ સૂચવે છે.

ટિકાત શ્રીદામોદરજી અને એઓશ્રીના વહુજી શ્રીલક્ષ્મીજીની કૃપાથી શ્રીગિરિ-
ધરજીએ શ્રીનાથદ્વારમાંથી શ્રીમુકુન્દરાયજી, શ્રીઅનન્તશેષજી, શ્રીવેણુજી અને શ્રી-
મહાપ્રભુજીના શ્રીહસ્તાક્ષર પધરાવ્યા. શ્રીમહાપ્રભુજીના શ્રીહસ્તાક્ષરમાં લખેલા પ્રથમા-
ધ્યાયના ચતુર્થપાદના ભાષ્ય પ્રાપ્ત થયા. સંભવ છે કે આજ શ્રીહસ્તાક્ષરભાષ્યવિભા-
ગનું શ્રીપુરુષોત્તમજીએ દર્શન કર્યું હોય. એ જ પાદના ભાષ્યપ્રકાશમાં શ્રીપુરુષોત્તમજી
નીચે પ્રકારે આજ્ઞા કરે છેઃ—ત્ત્વેતિ પાઠઃ શ્રીહસ્તાક્ષરેષુ સંદિગ્ધત્વાદ્રોપ્યઃ। ૧-૪-૧. શ્રીદામોદરજી
મહારાજ કાંઈ સમગ્ર ભાષ્ય શ્રીહસ્તાક્ષરલિખિત પધરાવી આપે નહિ, તેથી સંભવ છે
અવશિષ્ટ મૂલ શ્રીહસ્તાક્ષરલિખિત ભાષ્યવિભાગ શ્રીનાથદ્વારમાં હોય. શ્રીગુસાંઈજીના
વંશજો નિજ નિજ માથે વિરાજતા શ્રીહસ્તાક્ષરનું સૂચિપત્ર પ્રસિદ્ધ કરે, તો આચાર્યશ્રીના
ઘણા ગ્રન્થો સમગ્ર મલે એટલુંજ નહિ, પણ તેના પાઠાદિ સુનિશ્ચિત થઈ શકે.
શ્રીગિરિધરજીને ભાષ્યવિભાગ ઉપરાંત શ્રીસંન્યાસનિર્ણયનું શ્રીહસ્તાક્ષરલિખિત એક પત્ર
શ્રીદામોદરજીએ પધરાવી આપ્યું.

આ રીતે શ્રીગિરિધરજીએ પ્રથમ શ્રીહસ્તાક્ષર અને શ્રીવેણુજી પધરાવ્યા. શ્રીદામો-
દરજીએ જ શ્રીગિરિધરજીને પધરાવી આપ્યા. શ્રીમુકુન્દરાયજી અને અનન્તશેષજી આપને
શ્રીલક્ષ્મીવહુજીએ શ્રીદામોદરજીના નિત્યલીલામાં પધાર્યા પછી પધરાવી આપ્યા. શ્રી-
મુકુન્દરાયજીને માટે કાશીમાં શ્રીગિરિધરજી મહારાજે એક ભવ્ય મંદિર સિદ્ધ કરાવ્યું.
શ્રીમુકુન્દરાયજીને ત્યાં પધરાવી દશ વર્ષ પર્યન્ત શ્રીની સેવાદિ શ્રીગિરિધરજીએ કર્યા.
વૈષ્ણવો આપશ્રીની લાખો રૂપીઆની હુંડીઓ સ્વીકારતા, આપે હિરા પન્ના, મોતી
માણેક આદિના અનેક આભૂષણો તથા સાજ સિદ્ધ કરી શ્રીમુકુન્દરાયજીને નિવેદન કર્યા.

સાગરસ્થ નેતોપનામક રામકૃષ્ણભટ્ટજી શ્રીમુકુન્દરાયજીના પધાર્યા પછી શ્રીગિરિધરજીને શરણે આવ્યા. રામકૃષ્ણભટ્ટજી તૈલંગ માથુર ભટ્ટ હતા. પરમ વિદ્વાન્ હતા. શ્રીગિરિધરજીને ઉક્ત પંડિત પરમ આરાધ્ય માનતા. આ પંડિતના શરણે આવ્યા પછી શ્રીગિરિધરજીની નામસેવામાં પ્રવૃત્તિ સતત થઈ. શુદ્ધાદ્વૈતમાર્તંડ, હરિતોષિણી વિદ્વન્મંડનની ટીકા, શ્રીમદણુભાષ્યનું વિવરણ, બાલપ્રબોધિની ઇત્યાદિ ગ્રન્થો એ દશ વર્ષમાં જ સિદ્ધ થયા. આ ગ્રન્થો સંસ્કૃતમાં છે. આપે વ્રજભાષામાં ગદ્યટીકા પણ લખી. કેટલાંક અષ્ટકો પણ આપે લખ્યાં છે. તિલકાદિવિષયમાં આપશ્રીએ ઊર્ધ્વપુણ્ડ્રમાર્તણ્ડ યોજ્યો.

**શ્રુતિરહસ્ય.** આપશ્રીએ શ્રુતિરહસ્ય શ્રીમુકુન્દરાયજીના પધાર્યા પહેલાં જ સિદ્ધ કર્યો હોય એમ લાગે છે. ઉક્ત ગ્રન્થના આરંભ કે અન્તમાં શ્રીમુકુન્દરાયજીનું સ્મરણ નથી. ભાષા તથા વિચારશૈલીની પ્રૌઢતા હરિતોષિણી આદિ જેવી નથી; તથાપિ આપશ્રીની શ્રીમન્મહાપ્રભુચરણ વિષે નિરતિશય ભક્તિ પ્રતિપદ આ ગ્રન્થમાં પ્રકાશે છે. આચાર્યશ્રીના સ્વરૂપમાં કેવી નિગૂઢ નિષ્ઠા આપશ્રીની હતી તે આ ગ્રન્થના પર્યાલોચનથી આપણે જાણી શકીએ એમ છે. આ જ શ્રુતિરહસ્યનું ઉપબૃંહણ આપશ્રીના સેવક નેતોપનામક રામકૃષ્ણભટ્ટજીએ તત્પ્રકાશમાં કર્યું છે. શ્રુતિરહસ્ય મૂલ અને એના પ્રકાશ એ બન્ને ગ્રન્થ અત્ર મુદ્રિત છે. સહૃદય ભક્તિમાન્ વિદ્વાન્ વાંચકને આ બન્ને ગ્રન્થનું વાચન અવશ્ય વિલાસ કરાવશે.

પ્રત્યેક સંપ્રદાયમાં તત્પ્રવર્તકના સંબન્ધમાં બે પ્રકાર તદનુયાયીઓમાં જોવામાં આવે છે; એક બાહ્ય વા પ્રમાણવાદી અને બીજો અન્તરંગ પ્રમેયવાદી. પ્રથમ વર્ગના વિચારક તત્પ્રવર્તકને માટે તદુક્ત શબ્દોને અવલંબીને નિજ ભાવના બાંધે છે. આ પ્રકારની ભાવના ઐતિહાસિક દૃષ્ટિથી સમર્થિત હોવાથી સંપ્રદાયના તથા બહારના સર્વ વિચારકોને સમજાય એવી છે, એટલું જ નહિ પણ ગ્રાહ્ય છે. દ્વિતીય વર્ગ નિજ ઉત્કટ ભાવનાનુરૂપ તત્પ્રવર્તકનું સ્વરૂપ બાંધે છે. આ ભાવનાની ઉત્કટતા એટલે સુધી જાય છે કે આચાર્યસ્વરૂપની જ ભાવનાદિમાં તત્સેવ્યાદિ ભગવદાકારાદિના દર્શનાદિની અપેક્ષા રહેતી નથી. સંપ્રદાયપ્રવર્તક જ પરમ તત્ત્વ તરીકે સ્ફુરે છે, અને તદનુસાર ભક્તો ભાવના ગુણગાનાદિ કરે છે. આવા ભક્તો પણ વિવિધ પ્રકારના હોવાથી તત્તત્કૃત ભાવનાગુણગાનાદિમાં પરમ વૈવિધ્ય જોવામાં આવે છે. કોઈ કોઈ સમય એક જ ભક્તમાં ઉભય ભાવના એક જ સમય કે ક્રમશઃ જોવામાં આવે છે. સૂત્રકાર શ્રીબાદરાયણ વ્યાસને પ્રથમ નમન કરીને પછી ભાષ્યકારને મંગલાચરણમાં નમન એ બાહ્ય પદ્ધતિનું અનુસરણ છે, સૂત્રકારને નમન કર્યા પહેલા ભાષ્યકારને નમન કરવું એ પ્રમેયમર્યાદાની ભાવના છે. શ્રીપુરુષોત્તમજીના ભાષ્યપ્રકાશનું મંગલાચરણ અને લાલૂભટ્ટની શ્રીમદણુભાષ્યની યોજનાનું મંગલાચરણ પ્રમાણ અને પ્રમેયના દૃષ્ટાન્તરૂપ છે. શ્રીપુરુષોત્તમજી પણ 'श्रीवल्लभाचार्यान् प्रणम्य श्रीविट्ठलेश्वरान् व्यासाचार्यान्' એ ક્રમ સ્વીકારે છે. અર્થાત્ સંપ્રદાયપ્રવર્તક આચાર્યશ્રીને જ પરમ તત્ત્વ માનીને સર્વ નિર્વાહ કરવાનું એક પક્ષે સ્વીકાર્યું. આચાર્યશ્રીનું અલૌકિકત્વ સ્વીકાર્યા પછી એઓશ્રીને વિષે પુરુષોત્તમત્વાદિભાવનાઓ તે તે ભક્તોને સ્ફુરે એ સ્વાભાવિક છે. આચાર્યશ્રી જેમ શ્રીગુસાંઇજીને વસ્તુતઃ કૃષ્ણરૂપે સ્ફૂર્યા, તેમ શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી, શ્રીગોકુલનાથજી આદિ તત્તદ્ભક્તોને પુરુષોત્તમરૂપે સ્ફૂર્યા અને નિજનિજ સ્ફૂર્તિપ્રમાણે તે તે સ્વરૂપના ગુણગાનાદિ તેઓએ કર્યા. આ સર્વ ભાવનાઓનું મૂલ સંપ્રદાયમાં જ

છે અને તથી અમુક સ્વરૂપને મુખ્ય માની અન્યને ગૌણ ગણી કોઇ ભક્ત માત્ર તે જ સ્વરૂપનું ગુણગાનાદિ કરે તેટલા માત્રથી એ પુષ્ટિમાર્ગીય નથી એમ કહેનારા સંપ્રદાયના શુદ્ધ દૃષ્ટિબિન્દુથી ચ્યુત થાય છે.

સંપ્રદાયમાં આચાર્યશ્રી અને શ્રીમત્પ્રભુચરણ પ્રવર્તક તરીકે સ્વીકારવામાં આવે છે, સંપ્રદાયનું ગુરુત્વ પણ પિતાપુત્રમાં સ્વીકારાયું છે, શ્રુતિ પણ 'यथा देवे तथा गुरौ' એમ આજ્ઞા કરે છે. આ દૃષ્ટિબિન્દુથી શ્રીગોકુલનાથજી શ્રીમન્મહાપ્રભુચરણ અને શ્રીમત્પ્રભુચરણની જ પુરુષોત્તમત્વભાવનામાં જ શ્રેય જોતા. પુરુષોત્તમત્વની ભાવના જે લોકો પોતાને વિષે કરતા તેમને પણ આપે નિષેધ સ્પષ્ટ શબ્દોમાં કર્યો છે, 'તેવાઓ આચાર્યશ્રીની પ્રસન્નતા સિદ્ધ કરી શકશે નહિ, તેવાઓનો આગ્રહ દુષ્ટ છે, ઇત્યાદિ. (मां पुरुषोत्तमं निश्चित्य भजन्ते किं तेन आचार्याणां प्रसन्नता सिध्यति न कदापीत्यर्थः । एतेषामाग्रहविषये भगवदिच्छाया एव नियामकत्वादस्माकमपि आग्रहो नास्ति दुष्टाग्रहवतां स्वभावपरावर्तश्च तौ ॥ )

શ્રીગોકુલેશની આવી સ્પષ્ટ આજ્ઞાનો અનાદર કરીને પુરુષોત્તમભાવનાને ,સર્વસાધારણ કરી નાખવામાં સંપ્રદાયે એ અલૌકિક ભાવનામાં સ્થિત ગૌરવનું તિરોધાન કરી નાંખ્યું છે. ભૂતલ ઉપર નિજ વિશ્વોદ્ધારક સ્વરૂપ પ્રકટ કરવાને સાક્ષાત્ શ્રીકૃષ્ણ શ્રીમદ્વલ્લભાધીશ્વરસ્વરૂપે પ્રકટ થયા એ ભાવનામાં પ્રકટ થતું આચાર્યશ્રીનું વસ્તુતઃ કૃષ્ણત્વ સમજી શકાય એવું છે. આચાર્ય સ્વરૂપે પ્રકટિત કૃષ્ણમાં સામર્થ્યન્યૂનતાની શંકા જ નથી, તથાપિ આવિર્ભાવની મર્યાદા છે. પુરુષોત્તમ આચાર્યસ્વરૂપે શ્રીગોપીજનવલ્લભવત્ ભગવદાજ્ઞસ અને સંપ્રદાયમાં ઉપદિષ્ટ સર્વસ્વનિવેદન ન જ સ્વીકારે, કારણ કે તેમ કરવામાં આચાર્યસ્વરૂપનું વૈશેષ્ય તિરોધાન થઈ જાય. 'येन रूपेण यत्कार्यं करोति तेन रूपेण समर्थोऽपि तदतिरिक्तं न करोति, तथैव तल्लीला यतः'—આચાર્યશ્રીનું પુરુષોત્તમત્વ માત્ર કથન નહિ કરતા, પણ અનુભવતા એવા પરમ ભાગ્યવાન્ શ્રીપદ્મનાભદાસાદિ ભગવદીયોએ સર્વસ્વનિવેદનાદિ શ્રીમન્મથુરેશાદિ ભગવત્સ્વરૂપમાં જ કર્યા, અને શ્રીદામોદરદાસાદિ મહાનુભાવો પણ શ્રીમત્પ્રભુચરણને શ્રીગોપીજનવલ્લભની જ રહસ્યલીલાના ગુણાનુવાદમાં સહાયક થયા. આ સૂક્ષ્મ મર્યાદાની વિસ્મૃતિમાં પુરુષોત્તમત્વભાવના આચાર્યશ્રીના વંશ્યોને વિષે તથા વૈષ્ણવ જનસમાજને માટે હિતકર્ત્રી નથી નિવડી એમ ઘણાનો અનુભવ સાક્ષી પૂરી શકશે. આજ કારણથી પ્રમેયના ઉંડા કુવામાં ભુસકો મારવા જવામાં અહિત થાય, તેના કરતા આચાર્યશ્રીને તચ્છન્દને જ અવલંબીને સૃષ્ટિમાં થઇ ગયલા સર્વ આચાર્યોના શિરોમણિ તરીકે જે સ્વીકારે, તો તેને સ્વલ્પ પણ પતનનો ભય નથી, એટલું જ નહિ પણ એ ભાવના એટલી બધી પ્રકટ સુદૃઢ શ્રેયસ્કર અને કલ્પનારહિત છે કે જેનો સ્વીકાર સાંપ્રદાયિકો વિના સંકોચે કરી લે છે અને સંપ્રદાયેતરને સમજવામાં ક્લેશ પડતો નથી. આ ભાવના પ્રમેય દૃષ્ટિવાળાઓને કનિષ્ઠ લાગે, તથાપિ એ કનિષ્ઠતા તેમના શબ્દમાં જ છે; પરિણામે એ જ ભાવના આચાર્યશ્રીના તાત્ત્વિક સ્વરૂપનો યથાર્થ પરિચય કરાવવામાં પ્રથમ સોપાનરૂપ હોવાથી નિજ ઉત્તમત્વ સિદ્ધ કરે છે. આ પ્રકારે પ્રમાણ અને પ્રમેય સરણિ સંપ્રદાયમાં પ્રચલિત છે. શ્રીગિરિધરજી શ્રુતિરહસ્યમાં પ્રમેયસરણિને અનુસરે છે.

આ પ્રકારે પ્રસ્તુત શ્રુતિરહસ્યગ્રન્થ પણ દ્વિતીય કોટિનો છે. શ્રીમદાચાર્યજીનું પુરુષોત્તમત્વ શ્રીગિરિધરજીને સ્ફૂર્યું. નિખિલ વેદ શ્રીમદ્વલ્લભાધીશ્વરનું જ પ્રતિપાદન કરે છે એમ આપશ્રીએ અનુભવ્યું. જે પ્રકારે આપશ્રીને અનુભવ થયો તે પ્રકાર આ ગ્રન્થમાં આપ-

શ્રીએ દર્શાવ્યો છે. 'असद्वा इदमग्र आसीत्' અને 'नमो वाचे' ઇત્યાદિ તૈત્તિરીય શ્રુતિઓમાં આપશ્રીને આચાર્યસ્વરૂપનું જેવું દર્શન થયું તેવું પરમ ભક્તિથી પ્રતિપાદન કર્યું છે. શ્રી ગિરિધરજીનો આ ભક્તિવિલાસ છે એમ આપશ્રી સ્વયં ગ્રન્થાન્તે આજ્ઞા કરે છે. શ્રી ગિરિધરજીનું દૃષ્ટિબિન્દુ નહિ સમજનારા લોકોને માટે આપશ્રીનો પ્રયત્ન નથી જ. આચાર્યસ્વરૂપ વિષે ધર્મિવિપ્રયોગાદિની સાંપ્રદાયિક ભાવનાઓનું મૂલ આ ગ્રન્થમાં હોય એમ લાગે છે.

સંપ્રદાયમાં પુરુષોત્તમત્વની ભાવના સર્વવ્યાપી અને સરલ થઈ ગઈ હતી એમ શ્રીગિરિધરજીને લાગ્યું હોય એમ લાગે છે. સંપ્રદાય તો આચાર્યશ્રીના વંશ્ય માત્રને યોગ્યતાદિનો વિચાર કર્યા વિના કેવલ આચાર્યશ્રીના સંબંધનેજ મુખ્ય માનીને, પુરુષોત્તમ તરીકે કથન કરે છે. પરંતુ શ્રીગિરિધરજી આ સાંપ્રદાયિક માન્યતાનો કાંઇક અંશે સંકોચ કરતા હોય એમ લાગે છે. આચાર્યશ્રીનું વાચસ્પતિત્વ પ્રતિપાદન કરતાં આપશ્રી આજ્ઞા કરે છે કે 'વાચસ્પતિ શબ્દથી હાલમાં વિદ્યમાન શ્રીમહાચાર્યકુલમાં ઉત્પન્ન જેમનું ભાષ્ય નિબન્ધસુબોધિની આદિ સકલ ગ્રન્થોનો ઉપદેશ કરવાનું સામર્થ્ય છે તેમનું ગ્રહણ કરવું.' શ્રીગિરિધરજીની આ આજ્ઞા સંપ્રદાયે સ્વીકારી હોય એમ ઇતિહાસની સાક્ષી નથી. જો કે શ્રીગિરિધરજીની આજ્ઞાનું અનુસરણ થયું હોત તો સંપ્રદાયને લાભ જ થાત એ નિઃસંશય છે.

આ સિવાય તિલક તથા માલાની સંપ્રદાયમાં આવશ્યકતા છે તે પુરાણવાક્યોના ઉપન્યાસથી આપશ્રી સારી રીતે આનુષંગિક જણાવી દે છે.

શ્રીગિરિધરજીનું હાર્દ શ્રીરામકૃષ્ણભટ્ટજી સુન્દર રીતે દર્શાવે છે. આ ગ્રન્થનો સાર પણ તેજ છે. 'સર્વે વેદ શ્રીમહાપ્રભુજીનો જ બોધ કરે છે.'

मम तु प्रतिभात्येवं सर्वे वेदा महाप्रभोः ।
श्रीवल्लभाचार्यरूपं हि बोधयन्त्येव निश्चितम् ॥

આ દૃષ્ટિબિન્દુથી સર્વે વેદ શ્રીમહાપ્રભુજીનું પ્રતિપાદન કરે છે, અને પુરુષોત્તમનું જ સર્વે વેદ પ્રતિપાદન કરતા હોવાથી આચાર્યશ્રી સ્વયં પુરુષોત્તમ છે એમ શ્રીગિરિધરજી મહારાજનું ધ્રુવ છે. श्रीकृष्णार्पणमस्तु ।

ગંગાદશમી, ૧૯૮૨. મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાલા

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

# શ્રુતિરહસ્યનો ગુર્જરભાષામાં અનુવાદ.

કાશીસ્થ ગોસ્વામિશ્રીગિરિધરજી મહારાજે શ્રીઆચાર્યચરણનું સ્વરૂપ શ્રુતિપ્રતિપાદિત પુરુષોત્તમાભિન્ન છે એમ બતાવી આપનાર શ્રુતિરહસ્ય નામનો ગ્રન્થ સંસ્કૃત ભાષામાં રચ્યો છે, તેનો સાધારણ ગુજરાતી ભણેલાને પણ સમજાય એવી સરલ ભાષામાં અનુવાદ કર્યો છે.

ગ્રન્થના આરંભમાં મંગલાચરણ કર્તવ્ય છે. તેથી શ્રીગિરિધરજી મહારાજ શ્રીગોપાલને નમસ્કારાત્મક મંગલ કરે છે.

સમગ્ર પ્રાકૃત ધર્મથી રહિત એક વેદવડે જ જાણી શકાય તેવા અને સ્વાભાવિક ઐશ્વર્યાદિક સર્વ ઈશ્વરધર્મ સહિત એવા શ્રીગોપાલને નમસ્કાર કરું છું.

પોતાના અંતરંગ ભક્તોને સ્વસ્વરૂપ બતાવનાર સ્નેહમાર્ગરૂપી કમલને પ્રકાશ કરવામાં સૂર્યરૂપ શ્રીવલ્લભાચાર્યચરણને હું નમું છું.

શ્રુતિના અર્થમાં નવીન બુદ્ધિકલ્પનાનું દાન કરનાર ભક્તિમાર્ગરૂપી વેલીનું પોષણ કરવામાં નવીન મેઘરૂપ લોકવ્યાપિ યશને ફેલાવનાર પર-પુરુષોત્તમરૂપ શ્રીપ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીને મારી નતિ હો.

તે શ્રીગુસાંઈજીના છઠ્ઠા પુત્ર શ્રીયદુનાથજીને વંદન કરું છું કે જે વિપ્રયોગ રસનો અનુભવ કરાવનાર છે અને બુદ્ધિવગરનો માણસ પણ જેને નમન કરવા માત્રથી બુદ્ધિમાન્‌ની પદવીને પામે છે.

એ પ્રમાણે શ્રીગિરિધરજી મહારાજ શ્રીકૃષ્ણ શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઈજી તથા શ્રીયદુનાથજીને નમસ્કાર કરી સ્વદૈન્ય ખ્યાપન કરવાને માટે આજ્ઞા કરે છે કે શ્રુતિનો અર્થ અતિ ગંભીર હોય છે તે કયાં, અને તેનો અર્થ કરનાર મંદમતિવાળો હું કયાં? તો પણ તેનો અર્થ કરવા જતાં ખલ એવા વિદ્વાનોના ઉપહાસને પાત્ર થઇશ.

તો પણ શ્રીમદાચાર્યચરણની કૃપાથી મારું રચેલું અને તેઓશ્રીની જ પ્રેરણાથી જણાયેલું શ્રુતિરહસ્ય વિદ્વાનો આનંદથી અવલોકો.

શ્રીમદાચાર્યચરણ શ્રીવલ્લભાચાર્યજી છ ઐશ્વર્યાદિ તથા સંયોગ અને વિપ્રયોગ એમ બે ભેદવાળો રસ તદ્રૂપ હોઇને ધર્મ તથા ધર્મિરૂપ એ આઠ ધર્મયુક્ત ધર્મિરૂપ શ્રીવલ્લભાચાર્યનું સ્વરૂપ વેદે વર્ણવ્યું છે. તેનું વર્ણન શ્રુતિપ્રમાણથી મારી બુદ્ધિ પ્રમાણે હું વર્ણવું છું.

વાદી શંકા કરે છે કે, શ્રીઆચાર્યજીનું સ્વરૂપ શ્રુતિપ્રતિપાદિત છે એવું તો સાંભળવામાં નથી, છતાં તમે તો કહો છો કે વેદમાં તેનું સ્વરૂપ વર્ણવ્યું છે, તો તે કેમ ઘટે? તેના ઉત્તરમાં કહે છે કે જે અંતર્મુખ દૈવી જીવો છે, તેમને તમે કરી તેવી શંકા થતી નથી, પણ બહિર્મુખ આસુર જીવોને તમે કરી તેવી શંકા થાય છે. જેની કલિકાલના

તામસભાવથી બુદ્ધિ ઢંકાઈ ગઈ છે, તેને તો વેદ પણ શ્રીઆચાર્યજીનું રૂપ બતાવી શકતા નથી, કારણકે બહિર્મુખનો તે સ્વરૂપ જાણવાનો અધિકાર નથી. તેથી જ ગીતામાં તેવાઓને માટે ભગવાન્ આજ્ઞા કરે છે કે, મન નહિ મળતાં તેવા બહિર્મુખો અધમગતિને પામે છે. શ્રીમહાચાર્યચરણના સ્વરૂપનું પ્રતિપાદન વેદની તૈતિરીય ઉપનિષદની આનંદવલ્લીમાં કર્યું છે, ત્યાં ब्रह्मविदाप्नोति परम् બ્રહ્મને જાણનાર પરને પામે છે. ત્યાં બ્રહ્મજ્ઞાન સાધન અને પરબ્રહ્મજ્ઞાન ફલ છે એમ કહી तदेषाभ्युक्ता ત્યાંથી લઈને તેનું વ્યાખ્યાન કોશથી લઈને જગતની ઉત્પત્તિ સુધી કહ્યા પછી, રસાત્મક પુરુષોત્તમને મળવાના પ્રસ્તાવમાં તે રસાત્માને મળવાનું સાધન તો શ્રીઆચાર્યજી છે એમ કહેવાને માટે ત્યાં શ્રીઆચાર્યચરણનું સ્વરૂપ બતાવતાં કહે છે, પ્રથમ ત્યાં આચાર્યચરણનો ભૂતલ ઉપર પ્રાદુર્ભાવ ન થયો; અને હવે પ્રાદુર્ભાવ થયો છે તેનું હેતુપૂર્વક વર્ણન આ પ્રમાણે શ્રુતિ કરે છે. असद्वा इदमग्र आसीत् । ततो वै सदजायत । तदात्मानं स्वयमकुरुत तस्मात्तत्सुकृतमुच्यत इति । यद्वै तत्सुकृतं रसो वै सः, रसं ह्येवायं लब्ध्वानन्दी भवति–આ શ્રુતિનો અર્થ–અસત્ આ પ્રથમ હતું એમાં અસત્ શબ્દથી જગત્ તો ન લેવાય, કારણકે 'હે સૌમ્ય આ બધું સત્ હતું' એ શ્રુતિનો વિરોધ આવે. તેથી શ્રુતિમાં જગતને તો સત્ કહ્યું છે, તેથી સત્પદથી લીલાસ્થ દૈવી જીવો લેવા. આગળ પણ જ્યાં એક વચન આવે ત્યાં જાતિવડે એકવચન લેવું. જે વખતે નિત્યલીલાસ્થ દૈવી જીવ ભૂતલ ઉપર નથી પ્રકટયો, તે સમયને અસત્ શબ્દથી કહ્યો છે. તેથી શ્રીઆચાર્યચરણ પધાર્યા પહેલાં આ જગત્ એવા દૈવી જીવના પ્રાકટ્યવગરનું હતું, તે પછી દૈવી જીવો ઘણો વખત નિત્યલીલામાં રહી ત્યાંથી ભગવાનની ઈચ્છા ભૂતલ ઉપર તેમને મોકલવાની થતાં તેઓ કોઈ નિમિત્ત કરી આ જગતમાં આવ્યા, ત્યારે આ જગત્ પહેલાં असत् હતું તે હવે દૈવી જીવો આવવાથી सत् થયું. દૈવીજીવોવાળું આ જગત્ નિશ્ચય થયું. તે સમયે જે દૈવી જીવો ભૂતલ ઉપર આવ્યા, તેનો ઉદ્ધાર કરવાને માટે રસાત્મક પુરુષોત્તમે પોતે પોતાના સ્વરૂપને શ્રીવલ્લભાચાર્યરૂપે ભૂતલ ઉપર પ્રકટ કર્યું, ભૂતલ ઉપર બીજા આચાર્યો થયા છે ખરા, પણ તે રસાત્મક પુરુષોત્તમ સ્વરૂપનુ પ્રતિપાદન કરતા ન હોવાથી રસાત્માનો પ્રાદુર્ભાવ તો શ્રીવલ્લભાચાર્યજીના સ્વરૂપમા જ ઘટે છે, કારણકે તેમણે જ રસાત્મક માર્ગ પ્રકટ કર્યો બીજા આચાર્યો રસાત્મક માર્ગ પ્રકટ કરવામા સમર્થ નથી. તેથી જ તેઓ પુરુષોત્તમરૂપ પણ નથી તેથી જ દૈવીજીવનો ઉદ્ધાર કરનાર પધાર્યા તેથી જ શ્રુતિમાં આગળ કહે છે કે तस्मात्तत्सुकृतमुच्यते. તે શ્રીઆચાર્યજી પ્રકટ થઈને દૈવી જીવોને सुकृत એટલે ભગવત્સેવારૂપી સુકૃત કરવાનો ઉપદેશ કરે છે. તેથી દૈવીજીવોને બીજું કર્તવ્ય નથી એમ બતાવતી શ્રુતિ કહે છે કે यद्वै तत्सुकृतं तस्मात् નિશ્ચયથી જાણો કે શ્રીવલ્લભાચાર્યે કહ્યું તેજ સારું કર્તવ્ય છે. બીજુ કર્તવ્ય જીવનું નથી. એ શ્રીઆચાર્યજીના ઉપદેશનુ ફલ હવે કહે છે કે તેમણે જે સેવા બતાવી છે તે કરતાં દૈવીજીવને રસાત્મક ફલ થાય છે, તે રસરૂપ થઈ જાય છે. રસરૂપ અને રસાત્મક ફલરૂપ શ્રીકૃષ્ણ તે જ છે કે જે બ્રહ્મવિદ્ પરને પામે છે, ત્યાં પરશબ્દથી જે કહેલ છે તે શ્રીકૃષ્ણ છે. તેને જીવ પ્રાપ્ત થાય છે.

ત્યાં શંકા કરે છે કે ब्रह्मविदाप्नोति परम् એ શ્રુતિમાં કહેલ ફલાત્મક પુરુષોત્તમને રસરૂપપણું કેમ ઘટે? તે શકા મટાડવા માટે વ્યાસસૂત્રના आनन्दमयाधिकरणमां ब्रह्मणा विपश्चिता એનો અર્થ વિવિધ ભોગચતુર એવો વિપશ્ચિત્ શબ્દનો અર્થ કર્યો છે. તેને

વ્યાકરણના પૃષોદરાદિ ગણથી સિદ્ધ કર્યો છે. એવા અનેક પ્રકારના ભોગમાં ચતુર એવા બ્રહ્મની સાથે જીવ સર્વ કામાશન કરે છે. તે બ્રહ્મના રસને આ જીવ પ્રાપ્ત કરીને શ્રી-મહાપ્રભુજીએ બતાવેલું સેવારૂપી સુકૃત કરનારો જીવ આનંદી બને છે. સેવાફલમાં ત્રણ ફલ બતાવ્યાં છે. અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય, અને સેવોપયોગી દેહ વૈકુણ્ઠ આદિમાં, એ ફલમાંથી એકને પામીને આનંદમય વિગ્રહ થઈ જાય છે. એમ શ્રુતિમાં વર્ણન કર્યું છે; આગળ को ह्येवान्यात् ઇત્યાદિ પુરુષોત્તમના સ્વરૂપનું વર્ણન છે.

ભગવાન્ ગીતાજીમાં આજ્ઞા કરે છે કે બધા વેદવડે હું જણાઉં છું; તેથી બધો વેદ પુરુષોત્તમના સ્વરૂપને કહેનાર છે. આચાર્યનું સ્વરૂપ પુરુષોત્તમરૂપ છે તે ભગવાને શ્રી-ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित्. આચાર્યનું સ્વરૂપ એ મારું સ્વરૂપ સમજવું, ત્યાં માં આચાર્ય મને જાણો. ત્યાં અભેદ આચાર્યથી કહ્યો છે. તેથી શ્રીવલ્લભાચાર્યજીને પુરુષોત્તમરૂપ કહેવામાં કાંઇ બાધક નથી. શ્વેતાશ્વેતર ઉપ-નિષદમાં यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः જેની પ્રભુમાં પરમભક્તિ હોય, અને તેવી જ ભક્તિ ગુરુમાં હોય, તેવા મહાત્માનેજ શાસ્ત્રમાં કહેલા અર્થો હૃદયમાં પ્રકાશે છે. ભક્તિરહિતને શાસ્ત્ર પણ કાંઇ કરી શકતું નથી. ઉપલી શ્રુતિમાં દેવ અને ગુરુને તુલ્ય કહ્યા છે; તેથી શ્રીવલ્લભાચાર્યજીને પુરુષોત્તમરૂપે શ્રુતિ વર્ણવે તો તેમાં કોઇને શંકા કરવાનું કારણ રહેતું નથી.

વળી શ્રીવલ્લભાચાર્યજીના સ્વરૂપનું શ્રુતિ વર્ણન કરે છે, તે બતાવે છે.

नमो ब्रह्मणे नमोस्त्वग्नये नमः पृथिव्यै नम ओषधीभ्यः, नमो वाचे नमो वाचस्पतये नमो विष्णवे बृहते करोमि। આ શ્રુતિનો અર્થ-બ્રાહ્મણરૂપ ધારણ કરનાર, શ્રીવલ્લભાચાર્યને નમસ્કાર હો. શ્રુતિમાં શ્રીવલ્લભાચાર્યજીનું નામ દેખાતું નથી, તો શ્રી વલ્લભાચાર્યપરત્વે તે શ્રુતિનો અર્થ છે, એમ શા ઉપરથી સમજવું ? આવી શંકા કોઇને થાય તો તે ન કરવી, કારણ કે શ્રીવલ્લભા-ચાર્યજીના બધા ધર્મો શ્રુતિમાં સ્પષ્ટતાથી બતાવેલા છે. તેવા ધર્મવાળા ધર્મી શ્રીવલ્લભાચાર્યજીના સ્વરૂપનુંજ તે શ્રુતિ પ્રતિપાદન કરે છે એવો નિશ્ચય થાય છે. જેમ चत्वारि शृङ्गा એ શ્રુતિ મહા ભાષ્યકારે સમાનધર્મ જણાતાં વ્યાકરણશાસ્ત્રપરત્વે ઘટાવી છે, તેમ અમે આ શ્રુતિમાં કહેલા બધા ધર્મો શ્રીમદ્‌વલ્લભાચાર્યજીમાં હોવાથી તત્પર અમે તેનું વ્યાખ્યાન કર્યું છે. હવે કહે છે કે બ્રાહ્મણરૂપ તો ભગવાને વામનાદિ અવતારમાં ધર્યું છે, તેથી આ શ્રુતિ વામનજીના રૂપને પ્રતિપાદન કરનારી છે એમ કોઇ શંકા કરે; તો ત્યાં બીજું વિશેષણ બતાવે છે કે બ્રાહ્મણમાં અવતાર ધારણ કરવા છતાં અગ્નિરૂપ છે. શ્રીવલ્લભાચાર્ય અગ્નિ-રૂપ છે; એટલે વામનાવતાર બ્રાહ્મણ છે; છતાં અગ્નિ નથી. શ્રી વલ્લભાચાર્યજી બ્રાહ્મણ છતાં અગ્નિસ્વરૂપ છે. ત્યાં કહે છે કે અગ્નિરૂપ ધારણ કરનાર સૂર્યાદિ લોકમાં દેવ હોય છે, મનુષ્ય અગ્નિરૂપ કેમ થાય એ શંકાની નિવૃત્તિ માટે ત્રીજું વિશેષણ કહે છે, नमः पृथिव्यै, પાર્થિવ રૂપ ધારણ કરનાર એમ કહેવાથી આ લોકમાં પ્રાદુર્ભાવ થયાનું સૂચન કર્યું છે. શા માટે પ્રાદુર્ભાવ થયો એમ કોઈ કહે તો તેના ઉત્તરમાં શ્રુતિ કહે છે કે नम ओषधीभ्यः, આપ ઓષધિ રૂપે ભૂતલ ઉપર પ્રકટ્યા છો. જીવોને ભવરૂપી રોગ લાગ્યો છે તેને મટાડવા આપ ઓષધિરૂપ ધારણ કરી પ્રકટ થયા છો. એટલે જીવના સંસારને મટાડી તેનો ઉદ્ધાર કરવા માટે આપનું પ્રાકટ્ય છે. ત્યાં કહે છે કે ભગવાને પ્રલ્હાદની રક્ષા કરવા માટે અને હિરણ્યકશિપુને મારવા નૃસિંહાવતાર ધારણ કર્યો; તત્પરત્વે આ શ્રુતિનું તાત્પર્ય હશે, તો ત્યાં બીજું

વિશેષણ કહે છે જે नमो वाचे  આ શ્રીવલ્લભાચાર્યજીના અવતારમા કોઇને મારીને ઉદ્ધાર કરવાનો નથી, પણ વાણીવડે એટલે વચનદ્વારા ઉદ્ધાર છે  ભક્તિમાર્ગનો વચનદ્વારા ઉપદેશ કરી દૈવી જીવોનો જન્મમરણથી ઉદ્ધાર કરવામા એમને સામર્થ્ય ક્યાથી થયુ એ શકાના સમાધાનાર્થે બીજુ વિશેષણ કહે છે  नमो वाचस्पतये શ્રીવલ્લભાચાર્યચરણે આપે જ ભાગવતના પ્રથમ સ્કન્ધના સુબોધિનીજીના આરભમા नमं तस्य विनिचित्त એ શ્લોકમા પુરુષોત્તમના મુખારવિંદના અધિષ્ઠાતૃરૂપ એવુ નિજ સ્વરૂપ છે એમ શ્રીમુખથી આજ્ઞા કરી છે એટલે वाचा वहेसुवक्षेत्र એ ન્યાયથી આપશ્રી વાણીના પતિ હોઇને વાણીથી ઉદ્ધાર કરવાને સમર્થ છે ત્યા શકા કરે કે અધિષ્ઠાતૃરૂપ કહો છો, ત્યારે તો કોઈ અશાદિ અવતાર હશે, પૂર્ણ પુરુષોત્તમ તેને કેમ કહી શકાય, એ શકાના ઉત્તરમા એક ત્રીજુ વિશેષણ શ્રુતિ આપે છે —नमो विष्णवे ગુણાવતાર વિષ્ણુ છે એમ કોઇને શકા ન થાય  તદર્થ તેનો અર્થ કરે છે કે વ્યાપક એવા પૂર્ણ પુરુષોત્તમરૂપ એવા શ્રીવલ્લભાચાર્યને નમન હો  ઋગ્વેદમા તો महते करोमि એવો પાઠ છે એનો અર્થ એજ કે મોટા એવા વિષ્ણુને નમન કરુ છુ એવા વિશેષણો જેનામા સાર્થક થાય છે એવા શ્રીવલ્લભાચાર્ય પ્રાકૃત શરીરવાલા નથી, પણ સર્વત્ર વ્યાપ્ત છે એમ કહેવાથી नम पृथिव्यै એ વિશેષણથી પ્રાકૃત શકાને પણ અહિં સ્થાન નથી

नमो ब्रह्मणे એ શ્રુતિનો બીજો અર્થ પણ થાય છે તો તમે શ્રીવલ્લભાચાર્યપરત્વે કેમ લગાડો છો એવી કોઈ શકા કરે તેના ઉત્તરમા કહેવાનુ કે શ્રીભાગવતમા કહ્યુ છે કે ભક્ત પોતાની બુદ્ધિવડે જેવા જેવા ઈશ્વરસ્વરૂપની ભાવના કરે, તેવુ તેવુ રૂપ તે તે ભક્તના અનુગ્રહને લઈને પ્રભુ ધારણ કરે છે એ ન્યાયથી ભક્તની ભાવનાને અનુકૂલ રૂપ પ્રભુ ધારણ કરે છે તેમ દેવ શબ્દ પણ બ્રહ્માત્મક ભગવદ્રૂપ હોવાથી ભક્તની ભાવનાને અનુસારે પોતાના અર્થને બતાવનાર થાય છે  જો એમ ન હોય તો નિરુક્તમા चत्वारि शृङ्गा એ શ્રુતિ યજ્ઞપરત્વે વર્ણવી છે, તે જ શ્રુતિ મહાભાષ્યકાર વ્યાકરણશાસ્ત્રપરત્વે લગાવે છે બન્ને ઋષિ પ્રામાણિક છે, એકનુ કહેવુ સાચુ અને બીજાનુ કહેવુ ઠીક નહિ એમ કોઇથી બોલાય નહિ  માટે જે શાસ્ત્રમા જે રૂપે શ્રુતિનો અર્થ વર્ણવ્યો હોય તે શાસ્ત્રની દૃષ્ટિએ શ્રુતિનો તે જ અર્થ છે એમ સમજવુ  માટે જ વિદ્યારણ્યસ્વામિએ चत्वारि शृङ्गा એ શ્રુતિને, ઋષિએ કહેલ વેદના અર્થને બાજુ પર મૂકી, પોતે પ્રણવપરત્વે તેનો અર્થ કરેલો છે  તે શ્રુતિ નીચે પ્રમાણે અર્થસહિત આપે છે

चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्तासो अस्य । त्रिधा बद्धो वृषभो रोरवीति महो देवो मर्त्यांआविवेश । આ શ્રુતિનો નિરુક્તકાર યાસ્ક મુનિ આ પ્રમાણે અર્થ કરે છે  ચાર વેદ એ તેના શૃઙ્ગ છે, ત્રણ સવન એના પાદ છે, પ્રાપણીય ઉદયનીય એ બે તેના શીર્ષ છે  સાત છદ તેના હાથ છે  અને તે મત્ર બ્રાહ્મણ અને કલ્પ એ ત્રણ પ્રકારે બધાયલો છે એવો વૃષભ એટલે શ્રેષ્ઠ તે ઋગ્વેદવડે પ્રશસા કરે છે, યજુવડે યજન કરે છે, સામવડે સ્તુતિ કરે છે  એ તેનુ રોરવણ છે  આવો યજ્ઞ મનુષ્યોમા આવિષ્ટ થઇને યજન કરાવે છે  મહાભાષ્યકાર પતજલિમુનિ આજ શ્રુતિનો અર્થ બીજો કરે છે. તેજ આપે છે  નામ, આખ્યાત, નિપાત, ઉપસર્ગ એ વ્યાકરણશાસ્ત્રના ચાર શૃઙ્ગ છે  ભૂત ભવત, ભવિષ્યત્ એ ત્રણ કાલરૂપ તે શાસ્ત્રના ચરણ છે  નિત્ય અને કાર્યરૂપ શબ્દ તે બે શીર્ષ છે (શબ્દ અને અર્થ તેમા પણ વાચ્ય અને વાચક તેમા શબ્દ વ્યજક અને અર્થ વ્યગ્ય

તે. નિત્ય અને કાર્યરૂપે પણ થાય છે). સાત વિભક્તિ એ તેના હાથ છે. ત્રણ સ્થાનમાં એ શબ્દશાસ્ત્ર બંધાયેલ છે. (ઉરસ્ શિરસ્ અને કણ્ઠ એ ત્રણમાં તે બદ્ધ છે) વર્ષણ કરવાથી એ વૃષભ કહેવાય છે; તે રોરવીતિ એટલે શબ્દ કરે છે. (રુ ધાતુ શબ્દ કર્મક છે) એ શબ્દરૂપ મોટો દેવ તે મનુષ્યોમાં પ્રવેશ એટલા માટે કરે છે કે હું પણ મોટો દેવ થાઉં. તેથી વ્યાકરણશાસ્ત્ર ઉપરની શ્રુતિમાં કહ્યા એવા ગુણવાળું હોવાથી તે બધાંયે ભણવું જોઇએ એમ વ્યાકરણશાસ્ત્રપરત્વે અર્થ થયો.

રામાનુજાચાર્યને અનુસરનારાઓ તેનો અર્થ બીજી રીતે આ પ્રમાણે કરે છે. જે પરમાત્માને ચાર વેદરૂપી શૃઙ્ગ છે, નિત્યજીવ, મુક્તજીવ અને બદ્ધજીવ એ ત્રણ પરમાત્માના ચરણ છે, શુદ્ધ સત્ત્વ અને ત્રિગુણ સત્ત્વ એ બે શીર્ષ છે, મહદાદિ પ્રકૃતિની સાત વિકૃતિયો તે પરમાત્માના હસ્ત છે, એવા વૃષભ એટલે શ્રેષ્ઠ વાસુદેવ છે. તે અનિરુદ્ધ સંકર્ષણ અને પ્રદ્યુમ્ન એ ત્રણથી બંધાયલા છે. તે બધી વસ્તુને વ્યવહારરૂપે કરે છે. એવો મહાદેવ તે ચેતનાચેતન પદાર્થમાં અન્તરાત્મતાથી પ્રવેશ કરે છે.

ફરીને આ શ્રુતિનો જ અર્થ વિદ્યારણ્ય મુનિ આ પ્રમાણે અર્થ કરે છે. પ્રણવમાં અકાર, ઉકાર, મકાર અને અર્દ્ધમાત્રા એ ચાર તેના શૃંગ છે; જેનાથી જવાય તે પગ કહેવાય એવા વિશ્વતૈજસ્ અને પ્રાજ્ઞ એ ત્રણ પ્રણવના પગ છે. એ અધ્યાત્મ કહ્યા અધિદૈવ લઇયે તો વિરાટ્ હિરણ્યગર્ભ અને અવ્યાકૃત એ ત્રણ પગ છે. એમ સમજવું. ચિત્ અને અચિત્ એ બે મસ્તક છે. તેના ભૂરાદિ સાત લોક સાત હાથરૂપ છે. અકાર ઉકાર અને મકારમાં ત્રણ પ્રકારે બંધાયલો પ્રણવ તેજોરૂપ બ્રહ્મતત્ત્વ છે. એ જ પ્રણવ તત્ત્વસૃષ્ટિ કરે છે. તે જ મનુષ્યમાત્રમાં અક્ષરરૂપે પ્રવેશ કરે છે. બીજી શ્રુતિ પણ પરમેશ્વર મનુષ્યમાં પ્રવેશ કરે છે એમ કહે છે.

રામાનુજાચાર્યના મતવાલાઓ તો આ શ્રુતિને વાસુદેવ પરત્વે વર્ણવે છે. પણ વાસુદેવ તો વ્યૂહાંતર્ગત હોવાથી પુરુષોત્તમપરત્વે શ્રુતિને ઘટાડવી એ ઉત્તમ વ્યાખ્યાન ગણાય. વિદ્યારણ્યે પ્રણવપરત્વે શ્રુતિનો અર્થ કર્યો, પણ પ્રણવ તો શબ્દ બ્રહ્મરૂપે પુરુષોત્તમને કહેનાર છે. પ્રતિપાદક કરતાં પ્રતિપાદ્ય શ્રેષ્ઠ ગણાય તેથી પુરુષોત્તમ પરત્વે વર્ણન કરવું તે જ ઉચિત છે. પુરુષોત્તમનું સ્વરૂપ તો સર્વ વેદ જેને વર્ણવે તે છે. બધા વેદથી હું જ જણાઉં છું ઇત્યાદિ શ્રુતિમાં વેદૈકવેદ્ય ગણ્યું છે. ગીતાજીમાં પણ કહ્યું છે કે બધાં ભૂત તે ક્ષર-કૂટસ્થ તે અક્ષર અને તે બન્નેથી પર તે પરમાત્મા પુરુષોત્તમ તેથી પુષ્ટિલીલાવિશિષ્ટ પુરુષોત્તમપરત્વે વર્ણન કરવું તે જ ઉચિતતર છે. તે જ વ્યાખ્યાન નીચે પ્રમાણે કરે છે.

પુરુષોત્તમ પરત્વે આ શ્રુતિનો અર્થ કરતાં ચાર શૃંગવાલી ગાયો જે પુરુષોત્તમના વ્યાપિવૈકુંઠમાં છે. ગાયને તો બે શીંગડાં હોય તો ત્યાં કહે છે કે यत्र गावो भूरिशृङ्गा એ શ્રુતિમાં ચાર શૃંગની ગાયોની સાબેતી આપશું. અથવા-ચાર યૂથ નિત્યસિદ્ધા-શ્રુતિરૂપ ઋષિરૂપા અને તુર્યપ્રિયા એ ચાર યૂથ રૂપ ચાર શૃંગ છે. લીલાસ્થ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવનાર ત્રણ પગ તે તનુજા વિત્તજા અને માનસી એ ત્રણ પ્રકારની સેવાથી જ પુરુષોત્તમ પ્રાપ્ત થાય માટે તે ત્રણ પાદ ગણ્યા છે. ભક્તિ વિના ત્રણે પ્રકારની સેવા સંભવે નહિ માટે નવ ભક્તિમાં છેલ્લી બે સખ્ય, આત્મનિવેદનરૂપ બે ભક્તિ તે બે શીર્ષ છે. તેને શીર્ષ કહેવાનું કારણ તો એટલું જ કે તે ભગવત્કૃતિસાધ્ય છે. કેવલ જીવકૃતિ-

પાધ્ય તે બે નથી તેથી તેને ઉત્તમતા માટે શીર્ષરૂપ કહી છે  તે ઉત્તમ હોવાથી શ્રવ
ણાદિ સાત ભક્તિને ન કહેતા પ્રથમ જ તે બે ભક્તિને ગણાવી છે  ત્યા શકા કરે છે કે
સખ્ય ભક્તિ તો દ્વિવિધ હોવાથી કેમ જીવથી તે થઇ શકે, તેના ઉત્તરમા કહેવાનુ કે સાત
શ્રવણાદિ ભક્તિ જીવકૃતિસાધ્ય હોવાથી તે સાત ભક્તિ કરતા પ્રભુ દાસના સ્નેહને
જોઇને તેને સખ્યનુ દાન કરે છે, તેથી સખ્ય અને આત્મનિવેદનને મેળવવામા સાત
ભક્તિ સાધનરૂપ હોવાથી તેને હાથરૂપ ગણી છે  એમ નવ પ્રકારની ભક્તિ કરનાર
જીવ સેવા કરતા ત્રણ પ્રકારના સેવાના ફલમા બધાય છે  એટલે તે પ્રમાણે સેવા કર
નાર ભક્તને સેવાફલોક્ત ત્રણ ફલમાથી કોઇ એક ફલ અવશ્ય મળે છે, પણ તે સેવા
કરતા પહેલા તેને ગુરુને શરણે જવુ પડે અને તે ગુરુના કહ્યા પ્રમાણે નવધા ભક્તિ
કરે તો જ ભક્તિમાર્ગનુ ફલ તેને મળે, માટે વૃષભરૂપ ગુરુ–જેમ વર્ષાદ વર્ષે છે તેમ ગુરુ
પણ કૃપારૂપ વર્ષણ કરે, ત્યારે તે ભક્તના હૃદયક્ષેત્રમા ભક્તિ અકુરિત–પુષ્પિત–
ફલિત થાય છે

ગુરુ સેવા કરવાનો ઉપદેશ કરે છે  અને સેવા કરનારને અલૌકિક સામર્થ્ય સાયુજ્ય
કે વૈકુઠાદિકમા સેવોપયોગિ દેહ એ ત્રણ ફલને વર્ષે છે  તેથી જ વૃષભ તેનુ નામ છે તે
फल वर्षतीति वृष भातीति भ भक्ताना सकलदोषदूरीकरणद्वारा सर्वोत्कृष्टत्वेन भाति भ  वृषश्चासौ भश्चे
તિ વૃષભ વર્ષે તે વૃષ અને ભક્તના બધા દોષ દૂર કરીને શોભે તે ભ કહેવાય–એટલે
સમુદાય અર્થ એટલોજ કે સેવકના બધા દોષને દૂર કરે છતા પોતે પોતાના તેજને ન
છોડે અને તેને સર્વ સેવાફલ આપીને શોભે એવા ગુરુ તો શ્રીવલ્લભાચાર્યજીજ હોઇ શકે

હવે વલ્લભપદનો અર્થ કરે છે भा धातु પ્રકાશાર્થક છે તેનુ भ એવુ રૂપ સપદાદિ
ગણનો ક્વિપ પ્રત્યય અને અર્શાદ્યમ પ્રત્યય કરતા થાય છે  वद् ધાતુ જ્ઞાનાર્થક છે ला
ધાતુ ગ્રહણાર્થક છે તે બે મળીને વલ્લ થાય છે, वल्ल અને भ મળીને વલ્લભ થાય છે
અથવા बद् અને लभ ગુણગાન કરનાર ભક્ત તે बद् કહેવાય તેમને लभ् એટલે પ્રાપ્ત
થાય તે वल्लभ કહેવાય અથવા वल्लयाचने માગણી કરે તે वल्ल કહેવાય અને તેને પ્રાપ્ત થાય
તે लभ કહેવાય, તેથી वल्लभ અથવા નામનો એક દેશ બોલવાથી આખા નામનુ જ્ઞાન થાય
છે તેમ અહિ भ માનથી वल्लभ એવો અર્થ પણ લેવાય દેવતાઓ પરોક્ષપ્રિય કહેવાય છે,
તેથી એવા સકેતથી પણ અર્થો થઈ શકે છે, એવા શ્રીવલ્લભાચાર્યજી ભક્તોને સ્વવચનદ્વારા
વારવાર કહે છે  નામ નિવેદન મન્ત્ર ગ્રથોપદેશ વિગેરેથી જીવનો ઉદ્ધાર કરે છે  એમ
[illegible] જીવને અવાતર ફલ એ થાય છે કે શ્રીવલ્લભાચાર્યના ઉપદેશથી તે જીવોમા પ્રવિષ્ટ
[illegible] તેના હૃદ[illegible] ભગવાનના પ્રવેશમાત્રથી જીવની અવિદ્યા નષ્ટ થાય છે  જતના
सानां भावसरोरुहम् એને શ્રષ્ઠ तं धुनोति शमलं कृष्ण सलिलस्य यथा शरत् પોતાના જવતા
મરમા પ્રવેશ કરનાર  એ તેનુ રોરવણુ છ[illegible] શ્રીકૃષ્ણ તે જીવની અવિદ્યાને મટાડે છે, જેમ જવતા
ગમાડે છે  એમ શ્રી[illegible]  ગાર્યજી વાણીદ્વારા ઉદ્ધારક છે તે સિદ્ધ થયુ
કુડ ગોતોકમા  પતજલિમુનિ આજ[illegible]વાથી ગાયો છે તેમા પ્રમાણરૂપ શ્રુતિ પ્રથમ
પાડકમા ચાર શીગડ[illegible] શ્રીવ્યાસ પાન, ઉપગર્ગ એ વ્યાક[illegible] આ મન્ત્ર છે તે તે धामान्युष्मसि गमध्यै गावो
[illegible] છઠ્ઠા અનુવા[illegible]રૂપ તે શાસ્ત્રના ચરણ [illegible] यत्र भूरिशृङ्गा अयास । अत्राह तदुरुगायस्य वृष्णः
[illegible] तेमा પણ વગ્ય અને [illegible]म परमवभाति भूरे ॥ विष्णोः कर्माणि पश्यत
[illegible] पदं सदा पश्यन्ति सूरयः दिवीव चक्षुराततम् । અથ,
સ્પ! ભૂમ ભગવાન્ શ્વેતદ્વીપ રમાવૈકુંઠ વ્યાપિ

વૈકુંઠ વિગેરેને પામવાને અમે વેદો ઈચ્છા રાખીએ છીએ. અથવા ગમધ્યૈનો અર્થ એવો કરવો કે ગમન કરવાનાં સ્થાન કે જ્યાં ચાર શીંગ અથવા મોટા શીંગવાળી ગાયો છે. ઐરાવત હાથીને ચાર દાંત છે એમ ભગવાનના ધામમાં ચાર શીંગવાળી ગાયો છે એમ કહીએ તો કાંઈ ખોટું ન ગણાય; ત્યાં નાશરહિત એટલે નિત્ય સર્વ પદાર્થો છે. લીલામાં નિત્ય સર્વ પદાર્થો છે. લીલા નિત્ય તેથી ત્યાં રહેલ પદાર્થો પણ નિત્ય છે અથવા ભગવાનની સાથે રાસક્રીડામાં રહેલા વ્રજભક્તો બિરાજે છે. એવા ભગવદ્ધામનો ઉત્કર્ષ વેદ પોતે ગાય છે. આ વ્યાપિ વૈકુંઠમાં વિષ્ણુનાં ઘણાં રૂપો છે. તેમાં જે રાસક્રીડાનું સ્વરૂપ છે તેનું ભક્તો ગાન કરે છે. મોટું રૂપ એટલે બહુરૂપ એમ મહત્ શબ્દના બે અર્થ થયા. તેથી એકમાંથી અનેકરૂપ તો ભગવાને રાસ વખતે કર્યા છે. તે જ શુકદેવજી આજ્ઞા કરે છે. कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः तासां मध्ये द्वयोर्द्वयोः. જ્યાં રાસાદિલીલા થાય છે તે વિષ્ણુનું પરમ પદ છે તે સ્વતઃ પ્રકાશરૂપ છે. તે જ ગીતાજીમાં કહ્યું છે न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम સર્વ કરતાં પરપણું નિત્યલીલામાં છે, તે સ્થાનને જ છે.

હે ભગવદીયો, વિષ્ણુના કર્મોને જુઓ. અર્થાત્ ગોલોકધામમાં બિરાજતા પુરુષોત્તમની લીલાને નિહાળો. ભગવાન્ પુરુષોત્તમના કર્મ તો ગોચારણ વગેરે છે. તેથી કહ્યું છે કે જ્યાં બહુ શીંગવાળી ગાયો છે. ઈન્દ્રના સખા કહ્યા તેથી પરમૈશ્વર્યયુક્ત હોવાથી રાસાદિ લીલારૂપ તેમનાં કર્મ સંભવે. તેવી લીલાના અધિકારવાળા ભક્તો તે જ લીલાના દર્શન કરી શકે; તેથી પુષ્ટિભક્તિના ત્રીજા ફલ સેવોપયોગી દેહ વૈકુંઠાદિમાં કહ્યો. તેવા ભક્તોને ઉદ્દેશીને લીલાનાં દર્શન કરવાનું વેદ કહે છે. તેથી અનધિકારીને તે દર્શન અતિદુર્લભ છે. यज्ञो वै विष्णुः કહ્યા તેથી યજ્ઞથી તેવા ફળની પ્રાપ્તિ થાય એમ કોઈ શંકા કરે ત્યાં કહે છે કે એવા સેવાફળને માટે કાત્યાયનીવ્રતાદિ ભગવાને કરવાનું કહ્યું છે, અથવા તનુજા વિત્તજા માનસી વગેરે કરવાનું શ્રીઆચાર્યરૂપે પ્રકટ થઈને કહે છે. એવો ભક્ત તે ઇદ્ર એટલે પુરુષોત્તમનો મિત્ર બને છે. એ ધામને સદા સ્નેહવાળા ભક્તો ખુલ્લા નેત્રથી જુવે છે. જેમ સ્વર્ગમાં જાય ત્યાં ઇદ્રાદિની ક્રીડા આંખથી જોઇ શકે, મનુષ્યલોકમાં રહેતાં તે લીલા ન દેખાય, એમ નિત્યલીલામાં પ્રવિષ્ટ ભક્તો પુરુષોત્તમની રાસક્રીડાને આંખથી જુવે છે. સ્વર્ગમાં રાસાદિક્રીડા છે તે અનિત્ય છે. ભગવલ્લીલા નિત્ય છે; તેથી એ બન્નેનો ભેદ સમજવાનો છે. અહિં આંખથી જોવાનું કહ્યું ત્યાં આંખ તો ઉપલક્ષણમાત્ર છે, કહેવાનું તાત્પર્ય તો અગ્યાર ઇદ્રિયો વડે જીવ ભગવદ્રસનો અનુભવ ત્યાં કરે છે. ઉપરની શ્રુતિનો અમે અર્થ કર્યો તે જ ખરો છે. એમ ન હોય તો શ્રીકૃષ્ણ જન્મખંડમાં વ્યાસજીએ ગોલોકનું વર્ણન આપ્યું છે; ત્યાં રાસલીલાનું વર્ણન ન કરતે, પણ વેદની શ્રુતિ રાસલીલાનું વર્ણન કરે છે તેને અનુસારે વ્યાસજીએ પણ રાસાદિલીલા વર્ણવી છે. કારણકે શ્રુતિના અર્થને સ્મૃતિ અનુસરે છે. એજ ગોલોકધામ ભૂતલ ઉપર ગોકુલરૂપે પ્રકટ થયું છે. તેથી જ પ્રભુચરણે વિદ્વન્મણ્ડનમાં શ્રી ગોકુલને ગોલોકરૂપે વર્ણવ્યું છે તેમાં કાંઈ વિરુદ્ધ જેવું નથી.

શ્રીવલ્લભાચાર્યજીને નમસ્કાર હો એવો અર્થ नमो ब्रह्मणे શ્રુતિનો કર્યો, તેમાં એક नमः શબ્દથી ચાલત, છતાં સાતવાર नमः શબ્દ લખ્યો છે. તેથી છ ધર્મ અને એક ધર્મિને નમસ્કાર હોવાનું શ્રુતિનું તાત્પર્ય જણાય છે. તમે તો પ્રથમાવતરણમાં અષ્ટપ્રકારનું

ઐશ્વર્ય શ્રુતિ વર્ણવે છે એમ કહો છો, તે તો ઘટતું નથી એમ કોઈ શંકા કરે, તેના ઉત્તરમાં કહે છે કે તેમાં વૃહતે એ વિશેષણમાં ચતુર્થી વિભક્તિ છે, તે જૂદુ રૂપ બતાવે છે, અને ધર્મિરૂપ સંયોગ અને વિયોગ એમ દ્વિરૂપ છે; તેથી અષ્ટરૂપતા થાય છે. વળી ધર્મિમાં નમઃ પદ નથી. તેનું કારણ તો એટલું જ કે રસમાં નાયિકાપ્રાધાન્ય હોવાને લીધે નમનનું કાંઈ પ્રયોજન નથી. બીજા બધામાં નમઃ પદ હોવાથી છ ગુણ અને બે ધર્મિ મળી આઠ પ્રકારના ઐશ્વર્યવાળું શ્રીવલ્લભાચાર્યજીનું સ્વરૂપ શ્રુતિ પ્રતિપાદન કરે છે. અને જ્યારે તે પુરુષોત્તમરૂપ છે તો પછી જીવ તેને નમન વિના બીજું શું કરી શકે? તેથી નમન કરવાનું શ્રુતિ કહે છે તે યોગ્ય જ કહે છે. હવે શ્રીઆચાર્યચરણને બ્રહ્મરૂપ ક્યાં કહ્યા છે એમ કોઈ શંકા કરે; ત્યાં કહે છે કે છાંદોગ્ય ઉપનિષદમાં आत्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु आत्मस्वन्नमत्तीति: અતતિનામ વ્યાપ્ત થાય તે આત્મા કહેવાય છે. એવા આત્મા પુરુષોત્તમરૂપ વૈશ્વાનર એટલે શ્રીવલ્લભરૂપને ધારણ કરનાર વલ્લભ એ વૈશ્વાનરનામવાળા છે. ત્યાં શંકા થાય કે આચાર્યજીનું નામ તો વલ્લભ છે તે વૈશ્વાનર કેમ કહેવાય? ત્યાં કહે છે કે પરોક્ષવાદને માટે વલ્લભ એ જ વૈશ્વાનર કહેવાય છે, દેવ પરોક્ષપ્રિય હોય છે. ભગવાનનું કહેવું પણ એવું છે કે વેદમાં પરોક્ષવાદ છે અને મને પણ પરોક્ષ પ્રિય છે. તેથી જ શ્રીભાગવતમાં રાધા નામનું સ્પષ્ટ ઉચ્ચારણ ક્યાંય પણ નથી. પણ પરોક્ષપણાથી છે. તેથી તે પુરુષોત્તમ અને આત્મા વૈશ્વાનર શ્રીવલ્લભાચાર્યજીને ભક્તો સેવે છેઃ સર્વ લોકમાં વૈકુંઠાદિમાં શ્રીવલ્લભાચાર્ય ભગવાનના મુખારવિંદરૂપ હોવાથી તેની ઉપાસના કરવી યોગ્ય છે. તેથી જ સર્વભૂત બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રાદિ તેની સ્ત્રીઓ તથા ગોસ્વામિ બાલકોને આચાર્યરૂપે ભક્તો વૈશ્વાનરને સેવે છે. પોતાના વંશમાં પોતાનું માહાત્મ્ય મૂકયું છે; તેથી તેમાં તદ્રૂપતાથી સેવે છે. અને સર્વમાં અન્નનું ભોજન કરે છે. શ્રીમદાચાર્યજીના પ્રાકટ્યમાં ગીતા પણ પ્રમાણરૂપ છે. તેમાં કહ્યું છે કે જ્યારે જ્યારે ધર્મ ઘટે છે અને અધર્મ વધે છે; ત્યારે ત્યારે મારા આત્માને ભૂતલ ઉપર ઉતારું છું એમ ભગવાન્ આત્મરૂપે શ્રીવલ્લભાચાર્યજીને મોકલે છે એવો તેનો અર્થ છે. ત્યાં શંકા કરે છે કે ઉપરની શ્રુતિમાં આત્મા વૈશ્વાનરરૂપ શ્રીવલ્લભાચાર્યને તમે કહ્યા, પણ વૈશ્વાનર શબ્દ તો અગ્નિવાચક છે. એ શંકાના ઉત્તરમાં કહે છે કે વૈશ્વાનરથી લૌકિક અગ્નિ એમ સમજવાનું નથી; પણ વૈશ્વાનરશબ્દ બ્રહ્મને કહેનાર છે. તેમાં વ્યાસ સૂત્ર પ્રમાણરૂપે બતાવે છે કે वैश्वानरः साधारणशब्दविशेषात्. ત્યાં આત્મા કોણ? બ્રહ્મ કોણ? એ શંકાના ઉત્તરમાં વ્યાસજી એ સૂત્ર આપે છે. તેમાં *વૈશ્વાનરનું મસ્તક પ્રકાશવાળું છે એમ કહી વૈશ્વાનર શબ્દથી સંવત્સર આદિત્ય અગ્નિ* લેવા એમ કહી સંવત્સર છે તે પ્રજાપતિ છે એમ કહીને આ વાકય હિરણ્યગર્ભની ઉપાસનાને કહેનાર છે એમ પૂર્વપક્ષ કરી, પછી આ સૂત્ર એનો નિર્ણય કરવાને વ્યાસજી યોજે છે, તેમાં કહે છે કે વૈશ્વાનર શબ્દનો અર્થ પરમાત્મરૂપ છે; કારણ કે શ્રુતિમાં પ્રાદેશ માત્ર કહી દ્યુમૂર્ધત્વરૂપ કહ્યા તેથી વિરુદ્ધધર્માધાર તો પરમાત્મા જ સંભવે અન્ય કોઈ સંભવે નહિ; તેથી વૈશ્વાનર શબ્દ બ્રહ્મવાચક છે; અગ્નિવાચક નથી; વળી શ્રીવલ્લભાચાર્ય પુરુષોત્તમ છે તેમાં સમાધિ ભાષા શ્રીભાગવત પણ પ્રમાણરૂપ છે. તે જ કહે છે. आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित् । न मर्त्यबुद्ध्यासूयेत सर्वदेवमयो गुरुः મને જ આચાર્ય જાણ; મારાથી જરા પણ ન્યૂન છે એમ ન જાણવું. તેથી જ આચાર્ય-

ચરણનું સ્વરૂપ વર્ણન કરતાં પ્રભુચરણ આજ્ઞા કરે છે કે अग्निवं वर्णितं ते कविभिरपि सदा वस्तुतः कृष्ण एव. (ડાહ્યા પુરુષો તમને અગ્નિ કહે છે; પણ ખરી રીતે તો આપજ શ્રીકૃષ્ણ છો.) તેથી જ આચાર્યચરણ ભગવદ્રૂપ નથી એમ તેની અવગણના ન કરવી: જીવ જેવું પ્રાકૃત રૂપ છે એમ પણ ન કહેવું. કારણ કે જીવનો ઉદ્ધાર કરવા માટે મનુષ્યનાટ્ય દેખાડે છે. વસ્તુતાથી તો કૃષ્ણરૂપ છે. મનુષ્ય રૂપ ન દેખાડે તો જીવને સખ્ય ન થાય; તેથી જીવને સમાનશીલવ્યસનતા કરાવવા મનુષ્યનાટ્ય બતાવે છે. શ્રીમહાપ્રભુજી જીવના બધા મનોરથો એક રૂપે કેમ પૂર્ણ કરી શકે તેથી બીજાનો આશ્રય કરવો જોઇયે એમ શંકા ન કરવી; કારણ કે તે આચાર્યજી ગુરુરૂપ થાય છે અને સર્વ દેવરૂપ પણ પોતે થઈ ભક્તોના સકલ મનોરથને એક કાલે પૂર્ણ કરવાને સમર્થ છે; તેથી તેને છોડી બીજાનો આશ્રય ન કરવો. જે ફલ આપવાની શ્રીમદાચાર્યચરણની ઇચ્છા નથી તે ફલ બીજા કોઇથી અપાય તેમ નથી; તેથી શ્રીવલ્લભાચાર્યને છોડી બીજાને ભજવાનો સંકલ્પ પણ ન કરવો.

હવે કહે છે કે જે કોઇ વેદ અને શાસ્ત્રને જાણતો હોય તેને ગુરુ કરવા એ યોગ્ય ગણાય. શ્રીવલ્લભાચાર્ય અને તેના વંશને જ ગુરુ કરવાનું શું પ્રયોજન છે? ત્યાં કહે છે કે ગુરુને લાયક તો શ્રી વલ્લભાચાર્ય જ છે. श्रीकृष्णज्ञानदो गुरुः એવું આપનું નામ છે. વળી ગુરુનાં લક્ષણ કહે છે કે (કૃષ્ણની સેવા કરનાર ગુરુ હોવા જોઇયે. દંભાદિ દોષથી રહિત અને તે પણ પુરુષરૂપ હોવા જોઈયે. શ્રી ભાગવતના તત્વને જાણનાર એવા ગુરુને ભજવા જોઇયે) એવા ગુરુનાં સર્વ લક્ષણ તો શ્રી વલ્લભાચાર્યજીમાં જ મળી શકે. તેમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીમાં અને તેમના કુલમાં મળે, કારણ કે मत्कुलं विद्धि श्रीकृष्णेनात्मतात्कृतं એમ આપે શ્રીમુખે આજ્ઞા કરી છે. તેથી બીજા ગુરુ કરે તો તેનાથી પુરુષોત્તમ મળે નહિ. 'જેના મંત્રોપદેશ માત્રથી મનુષ્યો મુક્ત થાય છે. પૂર્વ અને પર કોટિ પુરુષો સાથે તે મુકાય છે. મંત્ર લેવા માત્રથી કરોડો જન્મનાં પાપ છૂટી જાય છે. પૂર્વ કર્મ છુટી જતાં પોતે મુક્ત થઇ જાય છે' તેથી બધાની ગુરુદ્વારાજ સદ્‌ગતિ થાય છે. 'જે પુત્રોને સ્ત્રિયોને, સેવકોને અને બંધુઓને સન્માર્ગ બતાવે છે તેની જ ગતિ થાય છે' એમ શાસ્ત્ર કહે છે.

સ્ત્રીપુરુષ એક ગુરુ પાસે ઉપદેશ લે તો તે ભાઇબેન જેવાં ગણાય એમ કોઈ શંકા કરે તો તેનો ખુલાસો કરતાં કહે છે કે आचारो धर्ममार्गश्च गुरुर्मन्त्रश्च देवता। दम्पत्योरपत्यपुत्रयोः एकीकृत्य महत्फलम् (આચાર, ધર્મમાર્ગ, ગુરુમંત્ર, દેવતા, એ સ્ત્રીપુરુષ અને છોકરાંને એક હોય તો તેનું વિશેષ ફલ છે) विष्णुतत्त्वं परिज्ञाय एकं चानेकभेदगम्। दीक्षयेन्मेदिनीं सर्वां किं पुनश्चोपसन्नतान् વિષ્ણુનું તત્ત્વ જાણ્યા પછી (એક છતાં અનેક ભેદવાળું છે એટલો નિશ્ચય થઈ ગયા બાદ સર્વ પૃથિવીને દીક્ષા આપવાને તે સમર્થ છે તો શરણે આવેલાનો ઉદ્ધાર કરે તેમાં તો શું જ કહેવું.)

ગુરુનો ઉત્કર્ષ કહે છે કે 'ભગવાન્ કોપ કરે તો ગુરુ રક્ષા કરે છે; પણ ગુરુ કોપે તો કોઈ રક્ષા કરનાર નથી.' માટે સર્વ પ્રયત્નવડે ગુરુને જ પ્રસન્ન કરવા. ગુરુ રહેતા હોય છતાં તેને ન ગણતાં કોઇ કુબુદ્ધિવાળો બીજાને પૂજે છે તો તે દુર્ગતિને પામે છે અને તેનું આપેલું ફોકટ થાય છે. 'પહેલાં પ્રયત્નવડે ગુરુને આપી પછી બીજાને આપવું. વિદ્યા-રહિત અથવા વિદ્યાવાળો પણ ગુરુ તેજ ભગવાન્ છે.' ગુરુને આપવું તેમાં स्वस्ति ન

કહેવરાવતા જ ફલ છે તે કે ‘ગુરુને, બાપને, અધ્યક્ષને અધ્યાત્મવ્રતવાળાને સ્વસ્તિ કહી યા વગર જ આપવાનુ અનંત ફલ છે, ‘સાગરનો છેડો છે પણ દાનનો છેડો નથી’ લક્ષ્મીને ચરણમા મૂકાવવામા તેની અવજ્ઞા થાય એમ કોઈ કહે ત્યા કહે છે કે ‘મનુષ્યના પગમા રહેલી લક્ષ્મી પોતાના ધામમા તેને લઈ જાય છે’ એમ માર્કંડેયનુ વચન છે ગુરુ અને ભગવાનની સેવા એ બન્ને બરોબર છે એમ શ્રી ભાગવતમા કહે છે ‘જેને સાક્ષાદ્ભગવદ્રૂપ જ્ઞાન આપનાર ગુરુમા ભક્તિ નથી તેનું કર્તવ્ય બધુ કુંજરશૌચ જેવુ નિરર્થક છે’ ‘ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ અને ગુરુ મહાદેવરૂપ હોવાથી બ્રહ્મરૂપ ગુરુને જ હું નમુ છું’ ‘જે મંત્ર છે તેજ ગુરુ છે જે ગુરુ છે તેજ સાક્ષાત્ હરિ છે, ગુરુ જેની ઉપર પ્રસન્ન થાય છે તેને જ ભગવાન્ પોતાની મેળે પ્રસન્ન થાય છે’ સર્વથા અવૈષ્ણવને ગુરુ ન કરવો કહે છે કે ‘મોટા કુલમા જન્મ્યો હોય, સર્વયજ્ઞની દીક્ષા લીધી હોય અને હજાર શાખાનો ભણનાર હોય છતા તે ‘અવૈષ્ણવ હોય તો તેને ગુરુ ન કરવો’ ‘અવૈષ્ણવ ગુરુથી મંત્ર લે તો નરકે જાય, માટે તેમ થયુ હોય તો પુન વૈષ્ણવ ગુરુ પાસે જઈ વિધિ પ્રમાણે મંત્ર ગ્રહણ કરવુ’ એમ શ્રુતિસ્મૃતિશ્રીભાગવતાદિના પ્રમાણોથી શ્રીવલ્લભાચાર્યજી પુરુષોત્તમ છે એમ સિદ્ધ થાય છે, ત્યારે તો તેને જીવોએ નમન કરવુ યોગ્ય છે કહ્યુ છે કે તમારે ગરુડ જેવુ આસન છે તેને અમે આસન તેનાથી ઉત્તમ બીજુ શુ આપી શકીયે? જેને કૌસ્તુભ જેવુ ઘરેણુ છે તેના જેવુ અમે ઘરેણું ક્યાથી આપી શકીયે? વળી સાક્ષાત્ લક્ષ્મી જેની સ્ત્રી છે તેને અમે શુ આપી શકીયે? વાણીના પતિની સ્તુતિ કરવી પણ અમારાથી અશક્ય છે, માટે જીવે ભગવાનને નમન કરવુ

હવે નમો બ્રહ્મણે એ શ્રુતિના અર્થથી શ્રીવલ્લભાચાર્યમા પુષ્ટિમાર્ગીય ષડૈશ્વર્યાદિ છે તેનુ વર્ણન કરી તેમા ઘટાવે છે તેમા પ્રથમ વિશેષણ नमो ब्रह्मणे છે તેનગ કુળને દીપાવનાર બ્રાહ્મણ રૂપ ધારણ કરનાર શ્રીવલ્લભાચાર્ય છે આ વિશેષણથી ઐશ્વર્યગુણ બતાવ્યો કારણ કે વેદ વ્યાસસૂત્ર ગીતા અને શ્રીભાગવત જેનુ વર્ણન કરે છે તેવા તે ઐશ્વર્યવાળા છે એમ સિદ્ધ થાય છે

પુષ્ટિમાર્ગીય ઐશ્વર્યનુ સ્વરૂપ બતાવે છે ईश्वर पूज्यते लोकैर्मूढैरपि यदा तदा । निरुपाधि कमैश्वर्यं वणयन्ति मनीषिण (જ્યારે મૂઢો પણ ઈશ્વર જાણીને પૂજે ત્યારે ડાહ્યા પુરુષો તેને નિરુપાધિક ઐશ્વર્ય કહે છે) નિ સાધન સ્ત્રી શુદ્ર વિગેરે શ્રીવલ્લભાચાર્યને પૂજે છે, તેથી તેમનામા ઐશ્વર્ય છે એમ સિદ્ધ થાય છે

नमास्तत्प्रय એ વિશેષણથી વીર્ય ગુણવાળા એમ કહે છે અગ્નિરૂપને ધારણ કરનાર હોવાથી अग्निस्त्व वर्णित स भवति ઇત્યાદિ વાક્યોમા શ્રીવલ્લભાચાર્યજીને અગ્નિરૂપ કહ્યા છે, ત્યા શકા થાય કે અગ્નિ તો અતિ તેજસ્વી હોય તો એને નમન ન થઈ શકે, ત્યા કહે છે કે भक्त हो એમ પ્રાર્થના કરે છે આચાર્યચરણનુ અગ્નિરૂપ ભક્તને તાપ કરનાર નથી પણ ભક્તના દોષને દાહ કરવા માટે છે ત્યા શકા કરે છે કે તમે તો આચાર્યજીને પુરુષોત્તમરૂપ કહ્યા છે, અત્યારે અગ્નિરૂપ કેમ કહો છો, ત્યા કહે છે કે अग्निर्मुखस्य પુરુષોત્તમનુ મુખ અગ્નિરૂપ છે, તે રૂપ શ્રી આચાર્યજી છે, તેથી તેમા પુરુષોત્તમત્વ નથી એમ નથી ઉપદેશમાત્રથી દૈવી જીવોના ભવદોષ બાળી નાખનાર હોવાથી अग्निरूप કહ્યા છે તેથી મોટુ વીર્ય કહ્યુ કારણકે વીર્યનુ લક્ષણ वीर्यं दर्पेषु तपांसि धीरेषु तथापि कामत । तात्रिम्ये दृष्टानां च मूर्च्छा सत तमो मत્ર શ્રીમહાપ્રભુજીએ જ પોતાનું અગ્નિ સ્વરૂપ પોતે જ બના પુ

છે; તેથી ભગવાનના મુખારવિંદના અધિષ્ઠાતૃ અગ્નિરૂપ હોવાથી વેણુવાદન સંભવે તેનાથી દેવાંગનાને મોહાદિ થાય એ મોટું વીર્ય, वीर्यं देवेषु प्रतिष्ठितम् એમ શ્રુતિ કહે છે. દેવ શબ્દથી શિવજી લેવા त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय એવી ભગવદાજ્ઞા થતાં શૂન્યવાદ અને માયિકવાદ વિગેરે પ્રકટ થતાં અગ્નિરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કર્યું; તેથી માયાવાદરૂપ તૂલને બાળવાથી વીર્યગુણ વર્ણવ્યો છે. ત્યાં કહે છે કે त्वं च रुद्र महाबाहो ઇત્યાદિ વાક્યો કલ્પિત છે એમ કોઈએ ન જાણવું. કારણકે વારાહ પુરાણ અને પદ્મપુરાણમાં તે વાક્યો જોવામાં આવે છે. તે જ વાક્યો નીચે આપે છેઃ–

त्वं च रुद्रमहाबाहो मोहशास्त्राणि कारय । अतथ्यानि वितथ्यानि दर्शयस्व महाभुज ॥ १ ॥
प्रकाशं कुरु चात्मानमप्रकाशं च मां कुरु । मां च गोपय येन स्यात्सृष्टिरेषोत्तरोत्तरा ॥ २ ॥

इति वाराहपुराणे उक्तम्

पद्मपुराणे च

त्वंच रुद्र महाबाहो मोहनार्थं सुरद्विषाम् । पाषण्डाचरणं धर्मं कुरुष्व सुरसत्तम ॥ १ ॥
तामसानि पुराणानि कथयस्व च तान्प्रति । मोहनानि च शास्त्राणि कुरुष्व च महामते ॥ २ ॥
मच्यमक्ताश्च ये विप्रा भविष्यन्ति महर्षयः । स्वच्छत्तया तान्समाविश्य कथयस्व च तामसान् ॥३॥
काणादं गौतमं शाक्तमुपमन्युं च जैमिनिम् । दुर्वाससं च कपिलं मृकण्डं च बृहस्पतिम् ॥ ४ ॥
भार्गवं जमदग्निं च दृशैतान् तामसानृषीन् । तत्र शक्तिं समाविश्य कुरुते जगतोहितम् ॥ ५ ॥
स्वच्छत्तयाभिनिविष्टास्ते तमसोद्रिक्तया भृशम् । तामसास्ते भविष्यंति क्षणादेव न संशयः ॥ ६ ॥
कथयिष्यन्ति ते विप्रास्तामसानि जगत्त्रये । त्वमेव लोके तांल्लोकान् मोहयस्व जगत्त्रये ॥ ७ ॥
तथा पाशुपतं शास्त्रं त्वमेव कुरुसत्तम । कङ्कालशैवपाखण्डमहाशैवादि भेदतः ॥ ८ ॥
अवलम्ब्य मतं सम्यग्वेदबाह्या द्विजाधमाः । भस्माक्षधारिणः सर्वे भविष्यंति न संशयः ॥ ९ ॥
त्वां परत्वेन वक्ष्यंति सर्वशास्त्रेषु तामसाः । तेषां मतमधिष्ठाय सर्वे दैत्या महाबलाः ॥ १० ॥
भविष्यन्ति मद्विमुखाः क्षणादेव न संशयः । अहमप्यवतारेषु त्वां च रुद्र महाबल ॥ ११ ॥
तमोवतां विमोहाय पूजयामि युगे युगे , मात्स्यं कौर्मं तथालैङ्गं शैवं स्कन्दं तथैव च ॥ १२ ॥
आग्नेयं च षडेतानि तामसानि निबोध मे । वैष्णवं नारदीयं च तथा भागवतं शुभम् ॥ १३ ॥
गारुडं च तथा पाद्मं वाराहं शुभदर्शनम् । सात्त्विकानि पुराणानि विशेषेण शुभानि वै ॥१४॥
ब्रह्माण्डं ब्रह्मवैवर्त्तं मार्कण्डेयं तथैव च । भविष्यं वामनं ब्राह्मं राजसानि निबोध मे ॥ १५ ॥
सात्त्विका मोक्षदाः प्रोक्ताः राजसाः स्वर्गदाः शुभाः । तथैव तामसा देवि निरयप्राप्तिहेतवः १६
तथैव स्मृतयः प्रोक्ता ऋषिभिस्त्रिगुणात्मिकाः॥ इति पद्मपुराणे ।

( હે રુદ્ર મહાબાહો ! તમે મોહશાસ્ત્ર કરો, ખોટું અને વિરુદ્ધ લાગે એવું તમે બધું બતાવો. તમારા આત્માને પ્રકાશમાં લાવો અને મને ગુપ્ત કરો કે જેનાથી આ સૃષ્ટિ ઉત્તરોત્તર ચાલ્યા કરે એ વારાહ પુરાણનું વાક્ય છે.

**પદ્મપુરાણમાં**

(હે મહાબાહો રુદ્ર, તમે દેવતાના શત્રુને મોહ કરવા માટે પાખંડ આચાર છે એવા ધર્મને કરો. તેમની પ્રત્યે તામસ પુરાણ તમે કહો. હે મહામતે મોહન કરનારાં શાસ્ત્ર રચો. મહર્ષિઓ મારાથી વિમુખ થશે. તેમાં તમે શક્તિવડે પ્રવેશ કરીને તેને તામસ

પુરાણ કહો. કણાદ, ગૌતમ, શક્તિ ઉપમન્યુ, જૈમિનિ, દુર્વાસા, કપિલ, મૃકંડ, બૃહસ્પતિ ભાર્ગવ અને જમદગ્નિ એ દશ તામસ ઋષિઓ છે તેને તમારી શક્તિનો પ્રવેશ થતાં તે તામસો થશે. તે બ્રાહ્મણો ત્રણે જગતમાં તામસ ધર્મો કહેશે. તે લોકોને તમે મોહ કરો. તમે પાશુપત શાસ્ત્ર કરો. જેમાં કંકાલ શૈવ પાખંડ મહાશૈવાદિ ભેદને જોઇને વેદ બાહ્ય તે બ્રાહ્મણો થઈને બધા ભસ્માક્ષધારી થશે. તે તામસો તમને પરત્વે કરીને કહેશે. તેમ તને આગળ કરી સર્વે દૈત્યો મહાબળવાળા થઈ મારાથી વિમુખ થશે; એમાં સંદેહ નથીઃ હું પણ અવતાર લઈ તામસોને મોહ કરવા માટે યુગયુગમાં તમને પૂજીશ. માત્સ્ય, કૌર્મ, લૈંગ, શૈવ, સ્કાંદ, આગ્નેય એ છ તામસ પુરાણો છે. વિષ્ણુપુરાણ, નારદ-પુરાણ, ભાગવતપુરાણ, ગરુડપુરાણ, પદ્મપુરાણ, વારાહપુરાણ એ સારાં છે અને સાત્વિક છે. બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મપુરાણ એ છ રાજસપુરાણો છે. તે સ્વર્ગને આપનાર છે; તામસપુરાણ નરક પહોંચાડનાર છે. તેવી જ ત્રણ ગુણવાળી સ્મૃતિયો પણ છે.)

એવી શિવને આજ્ઞા થતાં તેમણે મોહ શાસ્ત્ર રચીને પ્રકટ કર્યાં છે. એમ વીર્યનિરૂપણ કરીને યશોરૂપ ધર્મને નિરૂપણ કરે છે. नमः पृथिव्यै. એ વિશેષણથી પૃથિવીરૂપ આપ છે એટલે ગોકુલાદિમાં જ્યાં આપની બેઠકો છે; ત્યાં શ્રી આચાર્યરૂપે આપ પૃથિવીનું રૂપ ધારણ કરી તત્સ્થાનસ્થિત દૈવી જીવનો ઉદ્ધાર કરે છે.

ત્યાં શંકા કરે છે કે શ્રી આચાર્યજીને પુરુષોત્તમ રૂપ કહીને અહિં પૃથિવી રૂપ કેમ કહો છો; તો ત્યાં કહે છે કે यस्य पृथिवी शरीरं यं पृथिवी न वेद ઇત્યાદિ શ્રુતિમાં પૃથ્વીરૂપ શરીર પુરુષોત્તમનું કહ્યું છે; તેથી પુરુષોત્તમને પૃથ્વીરૂપ ધારણ કરવામાં ગૌણતા નથી. જેમ શ્રીવલ્લભાચાર્યના પ્રાકટ્યસમયમાં દૈવી જીવોએ સેવા કરી તેનો ઉદ્ધાર થયો, તેમ હાલમાં તેમની બેઠકમાં સેવા કરનારને અત્યારે પણ ઉદ્ધાર કરે છે તે મોટું યશ છે. ત્યાં શંકા કરે છે કે શ્રીઆચાર્યજી તો નિયત સ્થાન ઉપર બિરાજતા હોય ત્યાં સર્વ દૈવી જીવો જઇ ન શકે, તો સર્વનો ઉદ્ધાર કેમ સંભવે એમ કોઈ કહે, તેના ઉત્તરમાં કહે છે કે આપ પૃથિવીરૂપ ધારણ કરે છે, એટલે સ્વયં આનંદમાત્રકરપાદમુખોદરાદિરૂપ છતાં વંશરૂપે અવતરે છે, એટલે શરીર પાર્થિવ અંશ છે. એ પ્રાકૃતો માને છે. તે દ્વારા સર્વનો ઉદ્ધાર કરે છે. स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः એ વાક્યથી અદ્યાપિ વંશ દ્વારા ઉદ્ધાર કરે છે, તેથી મોટું તેમનું યશ છે. यशो यदि विमूढानां प्रत्यक्षासक्तिवारणात् । स्वधर्मे योजयेत्तेषु सदा भवति नान्यथा સ્ત્રી શૂદ્ર વગેરેને પણ લૌકિકમાંથી પ્રત્યક્ષ આસક્તિને છોડાવી તેને બ્રહ્મસંબંધ કરાવી દૈવી કોટિમાં દાખલ કરી સ્વધર્મ ભગવત્સેવામાં તેને જોડીને કૃતાર્થ કરે છે; એથી મહદ્યશ વર્ણવ્યું.

नम ओषधीभ्यः એ વિશેષણથી શ્રીનું નિરૂપણ કરે છે. શ્રીગોકુલમાં બેઠક ઉપર શમીનું વૃક્ષ છે તે ભગવદ્રૂપ હોવાથી ઓષધિરૂપને આપે ધારણ કર્યું છે, જેમ વિષ્ણુને શાપ થવાથી પિપલારૂપે પૃથ્વીમાં અવતાર છે એમ અહિં નથી. પણ અહિં તો જીવોને કૃષ્ણા-ધરામૃતાસ્વાદ આપવાને માટે વૃક્ષરૂપે આપનું પ્રાકટ્ય છે. શ્રીભાગવતમાં ભગવાન્ अहो अमी देववर ઇત્યાદિથી વૃક્ષોની સ્તુતિ કરે છે. તે વૈષ્ણવરૂપ છે અને અહિં બીજાં વૃક્ષો નહિ કહેતાં શમીરૂપે પ્રકટ થવાનું કારણ તો શમી અગ્નિરૂપ છે; તેથી આપ તે રૂપે બેઠકમાં દર્શન માત્રથી સર્વ પાપનું દહન કરનાર છે એમ બતાવવા અગ્નિરૂપ શમી વૃક્ષરૂપે આપ પ્રકટ છે. તેથી આપની શ્રીનું વર્ણન થયું.

શ્રી મહાપ્રભુજીના પાદુકાજીની સેવા થાય છે તે પાદુકાજી ચરણમાં રહેવાથી ચરણરૂપ ગણાય તેને સેવામાં ભોગ પણ ધરાય છે. તે પાદુકાજી ચરણરૂપ હોઇને ભોજન કેમ કરે? કારણ ભોજન કરવું તે તો મુખનું કાર્ય છે એવી કોઇ શંકા કરે તેના ઉત્તરમાં કહેવાનું કે नम ओषधीभ्यः એટલે ઓષધિરૂપ ધારણ કરનાર શ્રી આચાર્યજી છે તમને નમસ્કાર હો. હવે પાદુકાજી કાષ્ઠ જેવાં દેખાય છે; તેથી તે ઓષધિરૂપ છે તેના સ્વરૂપનો વિચાર કરીયે તો તો તે આનંદરૂપ છે. પણ સંસારથી ઉદ્ધાર કરનાર હોઇને તેને ઓષધિરૂપ ગણ્યાં છે. શ્રીભાગવતના શ્રવણને પણ ઓષધિરૂપ भवौषधात् એ જગ્યોયે કહ્યું છે. તેથી જ્યાં પાદુકાજી વિદ્યમાન છે ત્યાં તે આનંદ માત્ર કરપાદમુખોદરાદિ એટલે ભગવદ્રૂપ હોવાથી તેને તિલક ભોગ સામગ્રી વિગેરેથી સેવા થાય તે વ્યાજબી છે. તેમ જ તે સેવાનો સાક્ષાત્સ્વીકાર પાદુકારૂપે પ્રભુ કરે તેમાં શંકા કરવા જેવું કાંઇ નથી. वैष्णवा वै वनस्पतयः वैष्णवैस्तद्रुपावत्ते એવી શ્રુતિ છે. શ્રીમદાચાર્યજી ધર્મિસ્વરૂપની તે પાદુકાજી શર્કરાકંટકાદિથી રક્ષારૂપ સેવા કરતાં હોવાથી પાદુકાજીને સેવકપણું પણ છે. પુષ્ટિમાર્ગીય શ્રીનું લક્ષણ તો સેવક પણ સ્વામિ જેવા હોય ત્યારે શ્રીની પરમકાષ્ઠા કહેવાય; તો અહિ શ્રીઆચાર્યે જીવનો ઉદ્ધાર કરે, તે પ્રમાણે તેમના પાદુકાજી જે સેવકરૂપે ઉપર વર્ણવ્યાં છે તે પણ ઉદ્ધાર કરવામાં સમર્થ હોવાથી શ્રીનું ઘટે છે. તેથી શોભાની પરિસીમા પણ શ્રીમહાપ્રભુમાં જ સંભવે છે. આગળ શ્રીમદાચાર્યજીને વિષ્ણુરૂપે કહેવાના છે તે રીતે પાદુકાજી વૈષ્ણવ ગણાય. અને વૈષ્ણવજ પાદુકાજીની સેવા કરે છે.

અથવા શ્રીમદાચાર્યજીના પાદુકાજી તો દુર્લભ હોવાથી બધા ભક્તોને તે પાદુકાજી મળી શકે નહિ; તેથી તે બધા શ્રીપાદુકાજીની સેવા ક્યાંથી કરી શકે ત્યાં ઉપલી શ્રુતિ કહી તેનો અર્થ કરે છે. वैष्णवा वै वनस्पतयो वैष्णवैस्तद्रुपावत्ते એટલે વનસ્પતિ વૈષ્ણવ છે એટલે તુલસી વનસ્પતિરૂપ અને વિષ્ણુ દેવતા છે. તેને વૈષ્ણવ માત્ર કંઠમાં ધારણ કરે છે. તે વનસ્પતિરૂપ તુલસી તે શ્રીમહાપ્રભુજીનું જે ઓષધિરૂપ ઉપર જણાવ્યું તે જ રૂપ તુલસીનું છે, અને જેમ પ્રતિશરીર અંતર્યામિ સ્થિત છે, તેમ દરેક વૈષ્ણવની કોટમાં તુલસીની માલારૂપ (ઓષધિરૂપ ધારણ કરનાર શ્રીઆચાર્યજી)ની સ્થિતિ છે. તે વડે બધા વૈષ્ણવો કંઠમાં તુલસીમાલાના દર્શન સ્પર્શાદિ કરે છે; તેનાથી શ્રીઆચાર્યજીની સેવા તદ્રૂપે કરી જીવ કૃતાર્થ થાય છે. ભવને (સંસારને) મટાડનાર તુલસી છે; તેથી તે ઓષધિરૂપ કહેવાય છે. શ્રીઆચાર્યજીનું પ્રાકટ્ય પણ ભવનિવારક હોવાથી ઓષધિરૂપે વૈષ્ણવના કંઠમાં રહી તેના સંસારને દૂર કરવા માટે ઓષધિરૂપ વેદમાં વર્ણવ્યું છે.

વેદમાં आचार्यवान् पुरुषो वेद. આચાર્યવાળો પુરુષ બ્રહ્મને જાણે છે. માલા આચાર્યરૂપ હોવાથી માલા ધારણ કરનાર પુષ્ટિમાર્ગીય જીવ ભગવાનના સ્વરૂપને જાણે છે એવો ઉપલી શ્રુતિનો અર્થ છે. માલા એ આચાર્યરૂપ હોવાથી માલા ધારણ કરનાર આચાર્યવાળો કહેવાય અને એવો પુરુષોત્તમના સ્વરૂપને જાણનાર પુરુષ જ સેવાનો અધિકારી હોઇ શકે. આચાર્યરૂપ સ્વરૂપને ન જાણે અને માલાને કંઠમાં ન ધારણ કરે એવો અવૈષ્ણવ સેવાનો અનધિકારી ગણાય છે;

અંતર્યામિ જીવની સાથે રહે છે તેમ આચાર્યરૂપ વનસ્પતિરૂપ તુલસીમાળા વૈષ્ણવના કંઠમાં રહે છે એમ કહેવાથી તુલસીની માલા સદા ધારણ કરવી જોઇએ. તેમાં પ્રમાણ શું ત્યાં વિષ્ણુધર્મમાં ભગવાન આ પ્રમાણે આજ્ઞા કરે છે.

तुलसीकाष्ठमालांच कण्ठस्थां वहते तु यः । अप्यशौचोप्यनाचारो मामेवैति न संशयः ॥

તુલસીના લાકડાની માલા જે કંઠમાં ધારણ કરે છે તે અપવિત્ર કે અનાચારી હોય તો પણ મને જ પામે છે એમા સંશય ન સમજવો.

સ્કન્દ પુરાણમા કહ્યુ છે કે'–

धात्रीफलकृता माला तुलसीकाष्ठसंभवा । दृश्यते यस्य देहे तु स वै भागवतोत्तम. ॥
सन्निवेद्यैव हरये तुलसीकाष्ठसंभवाम् । माला पश्चात्समाधत्ते स वै भागवतोत्तम. ॥
तुलसीकाण्ठसभूता माला यो वहते नर. । तारितं च कुलं तेन यावद्रामकथा क्षितौ ॥

ગરુડ પુરાણમાં માર્કંડેય કહે છે કે –

निवेद्य केशवे माला तुलसीकाष्ठसभवाम् । वहन्ति ये नरा भक्त्या तेषा वै नास्ति पातकम् ॥
सदा प्रीतमनास्तस्मिन् कृष्णो देवकिनन्दन. । तुलसीकाष्ठसंभूता माला यो वहते नरः ॥
प्रायश्चित्तं न तस्यास्ति नाशौच तस्य विग्रहे । तुलसीकाष्ठसंभूता शिरोबाहुविभूषणाम् ॥
धारयेत् कण्ठदेशे तु तस्य वै नास्ति पातकम् । तुलसीकाष्ठमाला तु प्रेतराजस्य दूतिका. ॥
दृष्ट्वा नश्यन्ति दूरेण वातोद्धूत यथा रजः । तुलसीकाष्ठसभूते माले कृष्णजनप्रिये ॥
बिभर्मि त्वामहं कण्ठे कुरु मा कृष्णवल्लभम् ॥

આમલાના ફૂલની બનાવેલી માલા તુલસીના લાકડામાથી બનાવેલી માલાને જે પોતાના શરીરમા ધારણ કરે છે તે ભગવદ્ભક્તમા ઉત્તમ કહેવાય. ૧

તુલસીના લાકડાની માલા બનાવી ભગવાનને નિવેદન કરી જે પાછળથી ધારણ કરે છે તે ઉત્તમ ભગવદીય ગણાય. ૨

તુલસીના લાકડાની માલા ભગવાનને નિવેદન કરી જે પોતે કઠમા ધરે છે તેણે જ્યાસુધી જગત્મા રામની કથા રહે, ત્યા સુધી પોતાના કુલને તાર્યું છે એમ સમજવુ. ૩

જે તુલસીના કાષ્ઠની માલા ભગવાનને નિવેદન કરી પોતે ધારણ કરે છે તેને કોઈ પ્રકારનુ પાપ લાગતુ નથી (૪) જે તુલસીની માલા પહેરે છે તેની ઉપર દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ સદા પ્રસન્ન રહે છે. તેને પ્રાયશ્ચિત્ત કરવુ પડતુ નથી તેને અશૌચ લાગતુ નથી. (તેના શરીરમા કોઈ પ્રકારની અપવિત્રતા થતી નથી એવો આશૌચ શબ્દનો અર્થ છે) જેણે હાથ અને મસ્તકમા તુલસીના બનાવેલા ઘરેણા ધાર્યા છે, વળી જેણે કંઠમા તુલસીમાળા ધરી હોય તેને પાપ લાગતું નથી જેમ વાયુ આકાશ રજ દૂર ભાગવા માડે તેમ જેણે તુલસીના કાષ્ઠની માલા પહેરી હોય તેનાથી યમરાજની દૂતિકાઓ દૂર ભાગે છે. માલાની પ્રાર્થના આ પ્રમાણે કરી તેને કઠમાં ધારણ કરવી કે તુલસીના કાષ્ઠમાથી બનેલી માલા, તું કૃષ્ણ જનને પ્રિય છો, હુ તને કંઠવડે ધારણ કરું છુ, તેથી તું મને કૃષ્ણની પ્રીતિ કરાવ.

ગરુડપુરાણ અને પદ્મપુરાણમાં કહે છે કે –

धारयन्ति न ये माला हैतुकाः पापबुद्धयः । नरकान्न निवर्तन्ते दग्धाः कोपाग्निना हरेः ॥
तुलसीकाष्ठमालांच कण्ठे वा मस्तके करे । निन्दा कुर्वन्ति ये मूढा म्लेच्छजातेते न संशयः ॥

अत्रातिशयमालोक्य तुलसीं द्वेषयन्ति ये । बहुनोक्तेन किं पार्थ सर्वे ते ह्यन्यवीर्यजाः ॥
यज्ञोपवीतवद्धार्या कण्ठे तुलसिमालिका । नाशौचं धारणे तस्या यतः सा ब्रह्मरूपिणी ॥
જે હેતુકલોકો (એનું કારણુ શું એમ પૂછનારા) પાપબુદ્ધિવાળા હોઇને કંઠમાં તુલસીની માલા ધારણુ કરતા નથી તે ભગવાનના ક્રોધાગ્નિથી બળીને નરકમાંથી છૂટતા જ નથી. ૧.
કોઇના કંઠમાં કોઇના હાથમાં કે કોઇના મસ્તક ઉપર તુલસીના કાષ્ઠને જોઇને જે લોકો નિંદા કરે છે તે મ્લેચ્છથી ઉત્પન્ન થયેલ છે એમ સમજવું; એમાં સંદેહ ન સમજવો. તુલસીમાલામાં અતિશય જોઈને જે તેનો દ્વેષ કરે છે તેને માટે વધારે તો શું કહેવું પણુ તે અન્યવીર્યથી ઉત્પન્ન થયેલ છે એમ સમજવું. (૩) વળી સ્કન્દપુરાણુમાં કહ્યું છે કે જનોઇની પેઠે સદા તુલસીની માલા ધરવી. તેમ કરવાથી અપવિત્રતા થતી નથી; કારણુકે તુલસીની માલા બ્રહ્મરૂપિણી છે.

કેટલાક લોકો તુલસીની માલા ધરે છે. પણુ સેવા વખતે જ ધરે છે; પછી કંઠમાંથી ઉતારી નાખે છે. અને નીચે લખ્યા પ્રમાણે આપે છે તેઓ તે પ્રમાણોના તાત્પર્યને સમજતા નથી, તેમાં કેવલ તુલસીમાલા લખી હોય ત્યાં તુલસી પત્રની માલા સમજવી. જ્યાં કાષ્ઠ શબ્દ લખ્યો હોય, ત્યાં આપણે ધરીયે છીયે તેવી માલા સમજવી; તેથી જ્યાં નિષેધ જોવામાં આવે છે; ત્યાં તુલસીપત્રની માલાનો છે. કાષ્ઠની માલા સદા ધારણુ કરવાનો વિધિ છે તે જ વિરુદ્ધ વચનો નીચે પ્રમાણે છેઃ-

भोजने मैथुने चैव मलमूत्रविसर्जने । तुलसी धार्यते येन विष्णुद्रोही न संशयः ॥
ભોજન અને મૈથુન તથા મલમૂત્ર કરતી વખતે જે તુલસી ધારણુ કરે છે તે વિષ્ણુનો દ્રોહી છે એમાં સંદેહ નહિં.
तुलसी धार्यते कण्ठे मलमूत्रविसर्जने। नरके पच्यते मूढो यमदण्डेन पीडितः ॥
મૂત્ર કરતી જે તુલસીની માલાને કંઠમાં ધારણુ કરે છે તે મૂઢ યમદંડથી પીડિત થઇ નરકમાં પાપના ફળને ભોગવે છે.
स्नानकाले यदा कण्ठे तुलसी धार्यते क्वचित् । तद्वारि पतितं पादे स पापिष्ठो नराधमः ॥
સ્નાનસમયે જે તુલસી કંઠમાં રાખે છે અને તુલસીને અડેલું જલ પગ ઉપર પડે છે તેનાથી તે પાપીજન મનુષ્યમાં અધમ થઈ રહે છે. તુલસી એ લક્ષ્મી છે અને લક્ષ્મી તુલસીરૂપ છે ઇત્યાદિ વચનોથી પાંચ ઠેકાણે તુલસી ધારણુ કરવાની હારિત મુનિ ના પાડે છે; તેથી કોઈ એમ કહે કે પૂજા વખતે માલા પેહેરવી અને પછીના વખતમાં ન પહેરવી તો ત્યાં બીજાં વચનો આપી સદા ધારણુ કરવી એવો સિદ્ધાન્ત સિદ્ધ કરે છે કે જ્યારે માલાને યજ્ઞોપવીત જેમ ધારણુ કરવાનું કહે છે તો યજ્ઞોપવીત તો સદા ધારણુ રહે છે. કર્મકાલે ધારણુ થતું નથી. તેમ મલમૂત્ર વખતે કાઢી નાંખવામાં આવતું નથી. તે યજ્ઞોપવીતની પેઠે તુલસીની માલાને સદા ધારણુ કરવાનું નારદ પંચરાત્રમાં કહ્યું છે.
आशौचे वाप्यनाचारे कालेऽकाले च सर्वदा । तुलसीमालिकां धत्ते स याति परमं पदम् ॥
આશૌચ. અનાચાર સમયાસમયે પણુ જે તુલસીમાળા ધારણુ કરે છે તે પરમ પદને પામે છે. સ્કંદપુરાણુમાં લખ્યું છે કેઃ-
तुलसीकाष्ठमालां यो धृत्वा स्नानं समाचरेत् । पुष्करे च प्रयागे च स्नातं तेन मुनीश्वरः ॥

તુલસીકાષ્ઠની માલા પહેરીને જે સ્નાન કરે છે તે પુષ્કર ક્ષેત્રમાં અને પ્રયાગમા ન્હાયો એમ હે મુનિશ્વર જાણે, વળી

तुलसीकाष्ठमाला यो धृत्वा भुक्ते द्विजोत्तमः । सिक्थेसिक्थे च लभते वाजिमेधफलं मुने ॥

તુલસીકાષ્ઠની માલા પહેરીને જે બ્રાહ્મણ ભોજન કરે છે તેને એક એક ગ્રાસે અશ્વમેધ યજ્ઞનુ ફલ મળે છે. એમ જ પદ્મપુરાણમા પાર્વતીજીને શિવજી કહે છે કે

स्नानकाले तु यस्याङ्गे दृश्यते तुलसी शुभा । गङ्गादिसर्वतीर्थेषु स्नातं तेन न संशयः ।
तुलसीमालिका धृत्वा यो भुङ्क्ते गिरिनन्दिनि । सिक्थे सिक्थे स लभते वाजिमेधफलं शुभम् ॥
बहुना किमिहोक्तेन शृणु त्वं वरवर्णिनि । विडुत्सर्गादिकाले च न त्याज्या कण्ठमालिका ।
अन्तकालेपि यस्याङ्गं तुलसीमालिका स्पृशेत् । तस्य देहोद्भवं पापं तत्क्षणादेव नश्यति ॥
कण्ठे शिरसि बाहुभ्यां कर्णयोः करयोस्तथा । बिभृयात्तुलसीं यस्तु स ज्ञेयो विष्णुना समः ॥
यत्कण्ठे तुलसी नास्ति ते नरा मूढमानसाः । अन्नं विष्ठा जलं मूत्रं पीयूषं रुधिरं भवेत् ॥
तत सर्वेषु कालेषु धार्या तुलसिमालिका । क्षणार्द्धं तद्विना योपि विष्णुद्रोही न संशय' ॥

સ્નાનસમયે જેના કંઠમા સુંદર તુલસીની માલા દેખાય છે તેણે સર્વતીર્થમા સ્નાન કર્યું એમા સંદેહ ન સમજ્યો (૧) હે ગિરિનંદિનિ, તુલસીની માલા પહેરીને જે ભોજન કરે છે તેને કોળીયે કોળીયે અશ્વમેધ યજ્ઞનુ ફળ મળે છે (૨) હે વરવર્ણિનિ બહુ કહેવાથી શું ફાયદો છે પણ મલમૂત્રત્યાગમા પણ તુલસીની માલા દૂર ન કરવી (૩) અંતકાલ સમયે જેના અંગને તુલસીની માલાનો સ્પર્શ થાય તેના દેહના પાપ તે ક્ષણે જ નાશ પામે છે (૪) કંઠ, મસ્તક, બે હાથ, બે બાહુ, બે કાન એટલા સ્થાનમા જે તુલસીને ધારણ કરે છે તેને વિષ્ણુની બરોબર સમજવો (૫) જે મૂઢ મનવાળાના કંઠમા તુલસી નથી તેના હાથનુ અન્ન વિષ્ટા બરોબર, જલ મૂત્રવત્ અને અમૃત રુધિર બરોબર સમજવુ (૬) માટે સર્વદા તુલસી માલા ધારણ કરવી એક પલ પણ તેની વગર રહે તે વિષ્ણુનો દ્રોહી સમજવો

વળી જેના કપાલમા ગોપીચંદન વડે તિલક કરેલુ હોય અને કંઠમાં તુલસીની માલા છાતી સુધી લટકતી હોય તેને યમના દૂત સ્પર્શ કરી શકવા નથી ઊર્ધ્વ પુંડ્રના વચમા જગ્યો રહે છે તેમા ભગવાન લક્ષ્મીની સાથે રહે છે એ વચનથી શ્રીનુ ધારણ કરવુ તે ઘટતું નથી પણ તિલકની વચ્ચે 'શ્રીગોપીજનવલ્લભાય' એટલા અક્ષરવાળી મુદ્રા પુષ્ટિ માર્ગીયો ધારણ કરે છે.

એ પ્રમાણે તુલસીકાષ્ઠની માલા નિત્ય ધારણ કરવાનુ ઉપરના વાકયોથી સિદ્ધ થયુ નિષેધ વાકયો તુલસીપત્રની માલા પરત્વે લેવા. આથી વિરોધ આવતો નથી એ સિદ્ધ થયુ

જીવના ઉદ્ધારને માટે જીવની સાથે પરમાત્મા અંતર્યામિરૂપે રહે છે તેમ પુષ્ટિ માર્ગીય ભક્તોના ઉદ્ધારને માટે શ્રી આચાર્યજી ઔષધિ એટલે તુલસીરૂપે પ્રકટ થઇ તેના કંઠમા સદા તેના ઉદ્ધારને માટે રહે છે, છતાં જીવ તેનો બદલો કેમ આપતો નથી તેના ઉત્તરમા કહેવાનું કે જીવથી કાંઇ પણ ઈશ્વર ઉપર ઉપકાર થઇ શકતો નથી તે વાત ઉદ્ધવજીયે એકાદશ સ્કંધમા ભગવાનને ઉદ્દેશીને કહી છે.

नैवोपयन्त्यपचितिं कवयस्तवेश ब्रह्मायुषापि कृतमृद्धमुदः स्मरन्तः ।
योन्तर्बहिस्तनुभृतामशुभं विधुन्वन् आचार्यचैत्त्यवपुषा स्वगतिं व्यनक्ति ॥

હે ઈશ ! આપના ગુણનું કિર્તન કરનાર ભક્તો બ્રહ્માના આયુષ સુધી પણ આપના ઉપકારનો બદલો આપી શકતા નથી અને આપની લીલાનું સ્મરણ કરતાં હર્ષયુક્ત થઈને આપને ભજે છે. જે આપ ઈશ્વરસ્વરૂપે ભક્તના અંતર્દોષને દૂર કરો છો અને આચાર્યરૂપે પ્રકટ થઈને બહારના દોષને દૂર કરી આપની ગતિને જીવને માટે પ્રકટ કરો છો. (જીવને મોક્ષનું દાન કરો છો) તે પ્રમાણે શ્રીઆચાર્યજી ઔષધિરૂપે પ્રકટ થઈ જીવના કંઠમાં રહી તેમની વિષયવાસનાને દૂર કરીને સ્વરૂપપ્રાપ્તિના માર્ગને બતાવે છે. વસ્તુતાયે તો પુષ્ટિમાર્ગીય જીવને આ લોકમાં આવવું થયું તેજ રોગ અને તેને પાછા સ્વધામમાં પહોંચાડવા માટે પ્રભુનું શ્રીઆચાર્યરૂપે પ્રાકટ્ય છે, તેથી જીવને નિઃસાધનતા છતાં સ્વપ્રાપ્તિ કરાવનાર શ્રીઆચાર્યજીનો ચતુર્થ ધર્મ શ્રીરૂપ આથી વર્ણન કરાયો.

नमो वाचे એ પદથી જ્ઞાનરૂપ પંચમ ઐશ્વર્યનું શ્રીઆચાર્યજીમાં નિરૂપણ કરે છે. શ્રીઆચાર્યજી ભૂતલ ઉપર પ્રકટ થઈને વાણીદ્વારા ઉદ્ધાર કરવા માટે બ્રહ્મસૂત્ર ભાષ્ય, નિબંધ સુબોધિનીજીરૂપે પ્રકટ થયા છે, તે પણ શ્રીઆચાર્યજીએ પ્રકટ કરી તેમાં સ્વયંપ્રવેશ કર્યો છે. ત્યારે જ તે વાણીદ્વારા જીવનો ઉદ્ધાર થાય. ત્યાં શંકા કરે છે કે જીવનો ઉદ્ધાર તો આપ સ્વરૂપથીજ કરશો તો હવે નામથી ઉદ્ધારનું શું પ્રયોજન છે? ત્યાં આજ્ઞા કરે છે કે ज्ञानी चेद्भजते कृष्णं तस्मान्नास्त्यधिकः परः એવું આપશ્રીનું વાક્ય છે. વળી ज्ञानादेव तु कैवल्यम् જ્ઞાની જો શ્રીકૃષ્ણને ભજે તો તેનાથી બીજો કોઈ શ્રેષ્ઠ નથી–જ્ઞાનથી જ મોક્ષ મળે છે. એવી શ્રુતિ છે. તેથી શ્રીઆચાર્યજીનો ધર્મિરૂપે પ્રાદુર્ભાવ થયો. ત્યારે મુખારવિંદવડે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને જ્ઞાન સિદ્ધ કરાવે છે. તે પુષ્ટિસિદ્ધાન્તનું જ્ઞાન તેને આપશ્રીજ કરાવે છે. જો ભાષ્ય સુબોધિની વિગેરે ન પ્રકટ કરેથી આધુનિકોને પણ સ્વમાર્ગનું જ્ઞાન ન થાય તો તે માર્ગની મુક્તિ પણ તેને ન મળે તેથી આધુનિકોને પણ સ્વમાર્ગનું જ્ઞાન કરાવવા માટે સ્વયં વાણીરૂપે પ્રકટ બિરાજે છે. વળી જ્ઞાનનો ઉત્કર્ષ ત્યારે જ કહેવાય કે જ્યારે સ્વભાવ જીતી જવાય. શ્રીઆચાર્યજીના ગ્રંથોનું શ્રવણ કરે તો જીવ ઇંદ્રિય વગેરેમાં પ્રાકૃત અંશ હોય તે જતો રહે અને સેવામાં ઉપયોગી અપ્રાકૃત ભાવ પ્રકટ થાય છે. તેથી સ્વભાવ વિજયરૂપ જ્ઞાનરૂપ ગ્રંથના અભ્યાસથી પ્રાપ્ત છે. આનું નામ જ્ઞાનરૂપ પંચમ ઐશ્વર્ય. આ સેવકમાં આવે છે; ત્યારે એ વાણી જેના શ્રીમુખથી પ્રકટ થઇ છે તેમ તો પુષ્ટિમાર્ગીય જ્ઞાનરૂપ ઐશ્વર્ય હોય તેમાં શું કહેવું ? તેથી नमो वाचे એ વિશેષણથી જ્ઞાનનું નિરૂપણ થયું.

नमो वाक्पतये એ શ્રીઆચાર્યજીનું વિશેષણ શ્રુતિ યોજે છે. તેનાથી પુષ્ટિમાર્ગીય વૈરાગ્યરૂપ છઠ્ઠા ઐશ્વર્યનું આચાર્યચરણમાં પ્રાકટ્ય છે એમ સિદ્ધ કરે છે. શ્રીવલ્લભાચાર્યે વાણીના પતિરૂપે પ્રકટ્યા છે તેને હું નમું છું એમ શ્રુતિ કહે છે. શ્રીવલ્લભાચાર્યજી પૂર્વ પાંચ વિશેષણોથી જીવોનો ઉદ્ધાર કરવાને સમર્થ છે; છતાં વાણીના પતિરૂપ શા માટે થયા તેના ઉત્તરમાં કહે છે કે શ્રીવલ્લભાચાર્યજીએ પ્રથમસ્કંધ સુબોધિનીજીમાં આજ્ઞા કરી છે કે,

अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पते–
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ।
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

આ શ્રીભાગવતનું પ્રાકટ્ય ભગવાને વ્યાસરૂપે પ્રકટ થઈને કર્યું પણ તેનો ખરો અર્થ વાણીના પતિ એટલે શ્રીમુખારવિંદના અધિષ્ઠાતા અગ્નિરૂપ શ્રીવલ્લભાચાર્ય થયા તે ભાગવતનો ગૂઢ અર્થ જે વ્યાસજીને પ્રિય છે તેને જ હું પ્રકટ કરું છું, એમજ શ્રીવલ્લભાચાર્ય શ્રીમુખથી પોતે વાણીના પતિ છે એમ કહે છે પુરુષોત્તમના બાર અંગ છે તેમ ભાગવતના બાર સ્કંધ છે, તેથી ભાગવત પણ પુરુષોત્તમનું નામાત્મક સ્વરૂપ છે તે પુરુષોત્તમના રૂપને પુરુષોત્તમ વિના બીજો કોઈ જાણી શકે નહિ, તેથી ગીતામાં અર્જુન કહે છે કે स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम હે પુરુષોત્તમ, આપ પોતે જ આપના સ્વરૂપને જાણો છો તેથી જ શ્રીવલ્લભાચાર્યજી સ્વયં પુરુષોત્તમ હોવાથી પુરુષોત્તમાત્મક શ્રીભાગવતના અર્થને જાણે તેથી સ્વયં પ્રકટ થઈને વ્યાસના અભિપ્રાયરૂપ ભાગવતના અર્થને પ્રકટ કર્યો. તે જ અર્થ ભાષ્ય સુબોધિની નિબન્ધ વિગેરેથી વ્યાકૃત કર્યો તે જ नामरूपे व्याकरवाणि એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સ્વયમેવ તે કરવાને સમર્થ છે તેથી જ શ્રીઆચાર્યજી वाक्पति રૂપ છે. આથી વૈરાગ્યરૂપ ગુણ શ્રીઆચાર્યજીમાં છે એમ બતાવ્યું તે વૈરાગ્યનું લક્ષણ બતાવી તેને શ્રીઆચાર્યચરણમાં ઘટાવે છે

> हरेश्चरणयो. प्रीति स्वसर्वस्वनिवेदनात् । उत्कर्षश्चापि वैराग्ये हरेरपि हरिर्यदि ॥
> भक्त्या च तादृशत्व च सा सेवा सेवकोचिता ॥

પોતાનું સર્વસ્વનિવેદનપૂર્વક ભગવાનમાં પ્રીતિ એનું નામ વૈરાગ્ય બીજે બધે વૈરાગ્ય હોય તો જ ભગવાનમાં પ્રીતિ સંભવે તેમાં પણ વૈરાગ્યનો ઉત્કર્ષ ત્યારે જ ગણાય કે જ્યારે સર્વના દુ:ખને હરનાર હરિના દુ:ખને પણ હરણ કરે સેવક વસ્ત્રાદિ ઉપચારથી સેવા કરી ભગવાનની ઠંડી ગરમી વિગેરે મટાડી ભગવાનનો પણ હરિ થાય છે. બીજા માર્ગવાલા કહે છે કે ભગવાનને શ્રમ નથી હોતો. સિદ્ધાન્તમાં પ્રભુને શ્રમ પડે છે. તે સુબોધિની દશમસ્કંધના યુગલગીતના પ્રસંગમાં કહેલું છે વલી अनश्नन्योऽभिचाकशीति એ શ્રુતિમાં મર્યાદામાર્ગમાં પ્રભુ આરોગતા નથી, પણ પુષ્ટિમાર્ગમાં તો ભક્તના ભાવથી तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः એ વાક્યથી પ્રભુ આરોગે છે એ વાત દશમસ્કંધના આઠમા અધ્યાયના ટિપ્પણીજીમાં કહી છે. પૂતનામોક્ષપ્રસંગે ગોપીએ સ્નેહથી ભગવાનની રક્ષા કરી છે. તે શ્રમથી નથી પણ સ્નેહનો ધર્મ છે અને ભક્તના સ્નેહને લઈને ભગવાનને તે તે લીલા કરવી પડે છે એમ ત્યાં ભગવાનના દુ:ખને ભક્ત મટાડે છે એમ કહ્યું છે. વેણુગીતમાં दृष्ट्वातपे व्रजपशून् એ શ્લોકમાં મેઘે પોતાના સર્વસ્વરૂપ કુસુમાવલી વર્ષાવી પોતાના શરીરથી ભગવાનને છાયા કરીને સેવા કરી છે તેને વૈરાગ્ય કહેલું છે એમ સેવકમાં પણ વૈરાગ્ય સિદ્ધ થાય છે, તો શ્રીમદાચાર્યજીમાં વૈરાગ્યનું શું કહેવું ?

ईश्वरः पूज्यते लोके ઇત્યાદિ કારિકાઓ શ્રીઆચાર્યજીએ હરિણી વગેરેની બાબતમાં કહી છે તેને તમો અહિં કેમ બંધબેસતી કરો છો, તેના ઉત્તરમાં કહેવાનું કે नैतद् दाहरणं योतारकम प्रयोजयति એમ ભાષ્યમાં કહ્યું છે તેથી ઉદાહરણ ભિન્ન હોય છતાં તે અન્યત્ર ઘટે ત્યાં તેનો ઉપયોગ કરી શકાય છે. તેથી જ શ્રીહરિરાયજીએ તે શ્લોકો શ્રીયમુનાજી પરત્વે યોજી તેમાં પુષ્ટિમાર્ગીય ઐશ્વર્યનો અતિદેશ કરેલો છે ત્યાં બીજી શંકા કરે છે કે જ્યારે શ્રીઆચાર્યજી વાચસ્પતિરૂપે ભૂતલ ઉપર પ્રકટ્યા, ત્યારે જેને જેને ભાષ્ય સુબોધિનીજી વિગેરે સમજાવ્યા તેને પુષ્ટિમાર્ગીય ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું અને તેનો તન્મા

ર્ગીય ઉદ્ધાર થયો તે વાત ઠીક છે, પરંતુ આધુનિક જીવોને તે લાભ ન મળવાથી ઉદ્ધાર નહિં થાય ત્યાં કહે છે કે વાચસ્પતિ શબ્દથી હાલમાં બીરાજતા શ્રીઆચાર્યજીના કુલના બાલકો જેઓ ભાષ્ય સુબોધિની નિબંધ વિગેરેને યથાર્થ જાણી બીજાને સમજાવી શકે છે, તેવા લેવા. તેવા આધુનિકના મુખથી સિદ્ધાન્તજ્ઞાન પુષ્ટિમાર્ગીય જીવોને થઈ શકે છે. તેથી માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ સ્નેહ થવાથી બધા આધુનિક જીવોનો પણ ઉદ્ધાર થશે જ. તેથી જ શ્રીઆચાર્યચરણ નિબંધમાં આજ્ઞા કરે છે કે–

सात्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः, भवान्तसंभवा दैवात्तेषामर्थे निरूप्यते ॥

જે સાત્વિક છે ભગવદ્ભક્ત છે મુક્તિના અધિકારી છે અને અન્તિમ જન્મવાળા છે તેને માટે આ બધો શાસ્ત્રાર્થ કહીએ છીએ.

એમ વૈરાગ્ય–નિરૂપણ કરીને સંયોગાત્મક ધર્મિસ્વરૂપનું નિરૂપણ नमो विष्णवे એ વિશેષણથી શ્રુતિ કરે છે. વિષ્ણુરૂપધારી વલ્લભાચાર્યને હું નમન કરું છું. અહિં ફલાત્મક કૃષ્ણપદ ન કહેતાં વિષ્ણુપદ કહ્યું છે તેથી વ્યાપક હોવાથી પૂર્વોક્ત છ ધર્મવિશિષ્ટ આપ ધર્મિરૂપ છે. એ વિષ્ણુપદ પુરુષોત્તમવાચક છે. તેથી જ देवक्यां देवरूपिण्यां विष्णुः सर्वगुहाशयः। आविरासीद्यथा प्राच्यां दिशीन्दुरिव पुष्कलः ત્યાં વિષ્ણુ વ્યાપક પુરુષોત્તમ જેને વેદાન્તમાં બ્રહ્મ કહે છે તે સર્વત્ર વિદ્યમાન હોવાથી વિષ્ણુ કહેવાય છે એમ તેની વ્યાખ્યા કરેલી છે. सत्यसङ्कल्पतो विष्णुर्नान्यथा तु करिष्यति ત્યાં પણ શ્રીગોકુલનાથજી વિષ્ણુશબ્દથી પુરુષોત્તમનું ગ્રહણ કરે છે. કારણ કે તે બાહાર અને અંદર વ્યાપી છે. વલી શ્રીવલ્લભાચાર્યજી ધર્મિરૂપ છે એમ શ્રુતિ કહે છે. इन्दिरायाः नलिनीमन्दिरायाः वल्लभो वासुदेवो देवगीतो दिविजानन्ददायी देवदेवो यतनो वैभवेन सा कश्मीरमिता नो बभूव सन्ततं भूरिभोगम પરમ ઐશ્વર્ય જેને પ્રાપ્ત થયું છે એવા મુખ્ય સ્વામિનીના અતિપ્રિય એવા શ્રીવલ્લભાચાર્યજી જે પ્રકટ દશામાં સ્વામિનીભાવથી સેવા કરે છે, બન્નેના મધ્યસ્થ પણ છે તેથી પણ વલ્લભ એવું નામ છે. તે જ વાસુદેવ એટલે નંદનંદનરૂપ પણ છે. વાસુદેવશબ્દથી નંદનંદન કેમ લેવાય ત્યાં કહે છે કે द्रोणो वसूनां प्रवर. એ શ્લોકમાં નંદરાયજી દ્રોણનામના વસુ હતા એ વસુમાં જે ક્રીડા કરે તે વાસુ અને તે જ દેવ એટલે નંદનંદન. હવે અહિં વાસુદેવશબ્દ ઉપર વ્યાકરણને લઈને શબ્દશક્તિનો વિચાર કરે છે કે વાસુદેવ શબ્દથી પુરુષોત્તમ ન સમજાય પણ વસુદેવના પુત્ર એટલે ऋष्यन्धक એ સૂત્રથી અપત્યાર્થમાં अण् પ્રત્યય કરવાથી વાસુદેવશબ્દ સિદ્ધ થાય છે અને તેનો અર્થ વસુદેવના પુત્ર એટલો જ થાય ત્યાં કહે છે કે ભાષ્યમાં આ બાબત વિશેષ ઊહાપોહ કરીને કહ્યું છે કે संज्ञैवामभवत्', તેથી અહિં અપત્યાર્થક अण् પ્રત્યય નથી. गोत्रक्षत्रियाख्येभ्य' એ સૂત્રથી થતો वुञ् પ્રત્યય પણ નથી. તેથી પુરુષોત્તમનું જ વાસુદેવ એવું નામ છે તે જ વાત કહી છે કેઃ–

सर्वत्रासौ समस्त च वसत्यत्रेति वै यतः। ततोऽसौ वासुदेवेति विद्वद्भिः परिगीयते ॥

સમસ્ત પદાર્થમાં અને સર્વ ઠેકાણે આ વસે છે તેથી વિદ્વાનો તેને વાસુદેવ એ નામથી ગાય છે. ભૂતમાં જે વસે અને ભૂતો જેમાં વસે તે વાસુ અને તે જ દેવ એવી રીતે વાસુદેવ કહેવાય છે. તેથી અહિં ગોત્રવાચક કે ક્ષત્રિયવાચક પ્રત્યયોની કાંઈ જરૂર નથી. એવા વાસુદેવ પુરુષોત્તમરૂપ શ્રીવલ્લભાચાર્ય છે. વલી કેવા છે કે દેવો બ્રહ્માજી વગેરે જેનું ગાન કરે છે. તે જ વલી દૈવી જીવોને આનંદરૂપ ભગવાનનું દાન

કરનાર હોવાથી દ્વિવિજાનંદદાયી છે. એવું ફલ આપવાનું સામર્થ્ય ક્યાંથી આવ્યું ત્યાં કહે છે કે દેવના પણ તે દેવ છે, પુરુષોત્તમસ્વરૂપ પોતે છે. શ્રીવલ્લભાચાર્યજી તો સન્મનુષ્યાકૃતિ છે તે પુરુષોત્તમ કેમ કહેવાય ત્યાં કહે છે કે अयतत છે એટલે ભગવાનને માટે જ જેનો યત્ન એટલે વ્યાપાર છે. શ્રીભગવાનની આજ્ઞાથી જ ભૂતલ ઉપર આપનું પ્રાકટ્ય છે. તેથી જ स्वदासार्थकृताशेषसाधनः એવું આપનું નામ છે. તે જ શ્રીવલ્લભ અમને સેવાનું સામર્થ્ય આપવા માટે તે લક્ષ્મીરૂપે અમારે માટે પ્રકટ હો. અર્થાત્ અમારામાં રસ ભગવાનની સાથે ક્રીડા કરવાનું સામર્થ્ય અને યોગ્યતા પ્રાપ્ત કરાવવા માટે લક્ષ્મીરૂપે આપ અમારામાં પ્રવેશ કરે એટલે બ્રહ્માનંદરૂપા લક્ષ્મી આવવાથી ભજનાનંદરૂપ રસનો અધિકાર અમારો સિદ્ધ થાય. એ દાન કરનાર શ્રીવલ્લભાચાર્યજી છે તે જ્યારે સામ્ય સંપાદન કરે ત્યારે જ રસને માટે યોગ્યતા પુષ્ટિમાર્ગીઓમાં થાય છે. સામ્ય વગર રસનો અધિકાર સિદ્ધ થતો નથી. તે પુરુષોત્તમ સ્વસ્વરૂપ તેમાં પ્રવેશ કરાવે ત્યારે જ સમતા થાય છે. તે વાત કહી છે કે स्वरूपेणावतारेण लिङ्गेन च गुणेन च । तारतम्यं न स्वरूपे देहे वा तत्क्रियासु वा ॥ तथापि यावता कार्यं तावत्तस्य करोति हि. તેવા શ્રીવલ્લભ છે; છતાં આપ ભૂરિ ભોગને માટે પ્રકટ થયા છે તે વાત यस्मादस्मिन् स्थितो यत्किमपि कथमपि क्वाप्युपाहर्तुमिच्छत्यद्धा तन्नोपिदेवेशः स्ववदनकमले चाग्रहासे करोति એમાં કહ્યા પ્રમાણે ભગવાનને ભોગ આપશ્રી તરફથી મલે છે અને તત્પ્રસાદત્વેન તદુચ્છિષ્ટતાથી જીવોને પણ ભોગ મલે છે તે વાત ઉદ્ધવજીએ કહી છે. स्वयोपभुक्तस्रगन्धवासोऽलङ्कारचर्चिताः । उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ઉચ્છિષ્ટરૂપ ઐહિક ભૂરિભોગ અને પરલોકમાં સેવા ફલમાં કહ્યો ભોગ અલૌકિક સામર્થ્ય સાયુજ્ય અને સેવોપયોગી દેહ વૈકુંઠાદિમાંથી અન્યતમ યથાધિકાર આપની કૃપાથી મળે છે.

આ શ્રુતિનું બીજું વ્યાખ્યાન લક્ષ્મીજી મુખ્ય સ્વામિની શ્રીરાધિકાજી લેવા અને તેના વલ્લભ શ્રીકૃષ્ણ તે અજને ભૂરિભોગ આપો એવી રીતનું વ્યાખ્યાન વ્યુત્પત્યંતરથી કરેલ છે. અહિં વાસુદેવ શબ્દથી ચતુર્વ્યૂહાંતર્ગત વાસુદેવ વ્યૂહ ન લેવો. તેમાં પ્રમાણ બતાવે છે કે सात्विकेषु तु कल्पेषु यः शेते सालिले हरिः । वासुदेवः स विज्ञेयो यस्यांशोनन्त उच्यते એમ કહી निशीथे तम उद्भूते એના સુબોધિનીજીમાં देवक्यां प्रद्युम्नः नंदगृहे वासुदेवः એમ કહ્યું છે. તેથી વાસુદેવથી પુરુષોત્તમ જ લેવાય વ્યૂહાદિ ન લેવાય એમ સિદ્ધ થાય છે. પણ ત્યાં પુરુષોત્તમ પદ ન કહેતાં વાસુદેવ પદ મુક્યું તેનો કાંઈ અભિપ્રાય તો હોવો જોઇએ તે બતાવે છે કે વાસુદેવ જેમ પ્રથમ કલ્પમાં બ્રહ્માદિકને ઉત્પન્ન કરે છે તેમ હમણાં તેજ વાસુદેવ વલ્લભરૂપે ભૂતલ ઉપર પ્રકટ થઈને પુષ્ટિને પ્રકટ કરનાર થયા. તેનાં બીજા વિશેષણો બધાં વાસુદેવ પરત્વે વર્ણવી આ શ્રુતિનો અર્થ સંપૂર્ણ કરી नमो विष्णवे એ વિશેષણથી ધર્મિસંયોગરૂપે શ્રીવલ્લભાચાર્યનું વર્ણન થયું. હવે તે પ્રથમની શ્રુતિમાં છેલ્લું વિશેષણ બાકી રહ્યું છે તેનાથી ધર્મિવિપ્રયોગનું વર્ણન કરે છે. बृहते करोमि વ્યાપકસ્વરૂપને ધારણ કરનાર શ્રીવલ્લભાચાર્યજીને નમન કરું છું એમ શ્રુતિ છેલ્લે કહે છે. અહિ સંયોગ અને વિપ્રયોગ એમ બે ભેદથી ધર્મિનું વર્ણન કર્યું. તે રસ સંયોગવિપ્રયોગ એમ દ્વિદલાત્મક છે. તે રસરૂપ પુરુષોત્તમ છે અને તેનો જ પ્રાદુર્ભાવ ભૂતલ ઉપર વલ્લભરૂપે થયો છે; તેથી જ જેમ વિપ્રયોગાત્મક રૂપનું ભક્તના હૃદયમાં દર્શન થાય છે, જેમ શ્રી ગોપીજનોનું વર્ણન છે કે तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः। तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः, ત્યાં શંકા

